# ગુજરાતી

## નાટક ગાયન સંગ્રહ.

( કે જેની અંદર ૬૦૦ કરતાં પણ વધારે
ગાયનો સમાવેલાછે. )

છપાવી પ્રસીધ્ધ કરનાર

**મેહેતા જમનાદાશ ભગવાનદાશની કંપની.**

—o:o:o—

ગીતી.

ગાયન સંગ્રહ આપ્યું, નાગ ગ્રંથનું વિચાર મેં કરીને;
સજજન વાંચો સમજી, સુધ્ધ ચિત્તથી પ્રેમ જશ ધરીને.

**મુંબઈ**

ઈમ્પીરીઅલ પ્રેસમાં છાપ્યો.

ઈ. સ. ૧૮૮૩. સંવત ૧૯૩૯.

કીમ્મત બાર આના.

# માન પત્રીકા.

—0—

કુંડલીઆ.

શ્રી હરિની કરૂણા થકી, ભરપુર થઇ મન કામ,
મન રંજન આ ગ્રંથનું, ગાયન સંગ્રહ નામ;
ગાયન સંગ્રહ નામ, ખાંતથી આપ્યું ખોળી,
ઝાઝા કાવ્યની માંહિ, પ્રેમથી પોથી બોળી;
રસ, રાગ વિવીધ ભર્યા કરી, ખર્ચ, દામ, મે'નત કરી,
અડચણ સઘળી સગવડ બની, શ્રી હરિની કરૂણા ખરી. ૧
વાંચનાર! આ ગ્રંથના, છે ઝાઝા રચનાર,
હું તો માત્રજ નામછું, સંગ્રહનો કરનાર,
સંગ્રહનો કરનાર, તથાપિ છું ઉપકારી,
તે સજ્જનોનો સદા, પ્રાર્થના મુજ વિચારી;
આપી આજ્ઞા આનંદથી, પ્રસિદ્ધ ગાયન તો થયાં,
એ રીતે ઉદ્દભવતો થયો, વાંચનાર જો ગ્રંથ આ. ૨

વસંત તિલકા.

વાણી વિચાર રસ પુસ્તકમાં રહેલા,
નીતી અનિતિ ગુણ દોષ વળી ભરેલા;
તે તું તપાસ પ્રિય વાંચક અર્જ મારી,
સારૂં સ્વિકાર અવગુણ બધા વિસારી.

—0:0—

# સાંકલીઊં.

---o---

## આ ગાયન સંગ્રહમાં જે જે ઓપેરાઓ તથા એ-લના ગાયનો સમાવેલાછે તેની ટુંક વીગત.

---o---



---0:0---

# ગુજરાતી નાટક ગાયન સંગ્રહ.

———0:0:0———

## સદેવંત સાવળીંગાનો ગાયનરૂપી ઓપેરા.

———0:0———

**નાટક પાત્ર.**

સદેવંત..............................કુંદનપુરના રાજાનો છોકરો.
ટેકોરચંદ..............................તેનો મીત્ર.
સાવળીંગા..............................નગર શેઠની છોકરી.
ભાભી..............................સાવળીંગાની ભોજાઇ.
જયસીંગજી..............................અમારગામનો રાય.
રૂપાશા..............................સાવળીંગાનો ધણી.

( એ સીવાય જોગી મહેતાજી છોકરા દરબારીઓ સીપાઇઓ દાસીઓ સાહેલીઓ વગેરે. )

———0:0———

## અંક પેહેલો પરવેશ પેહેલો.

( સ્થલ, નગરશેઠનુ ઘર. )

( પ્રભુ તોરે નામકી લ્હે મોને લાગી ) એ રાગે.

ભાભી—હેઠોરે નણદ દરશણ કરવાને જઇએ,
ખુશી થઇએ—સુખી રહીએ દર્શન કરવા જઇએ—ટેક.
દસેરાનો દીન મજાનો, નવરાત્રીનો છેલો દહાડો;
રાવણને રામે રોળી નાખ્યોતો, વાંદરાનો કરીને અ ખાડો—હેઠો.

સાવલીંગા—માતાજીને મંદીરે જઇએ, ઘોડા ગાડીને જોડાઓ
ભાભી તમે વરદી આપો, સીપાઈ સાથે લઇએ-ઉઠો.

( એટલામાં જોગી તથા ચેલો ગાતા ગાતા આવેછે. )

( રાગ જોગી. )

જોગી—ભાઇઓ ભજોની રામજી રામજી—સીતા રામજી.
ભલે ભજોની રામજી રામજી—સીતા રામજી.
મુખે બોલોની સુંદર સ્યામજી—રામજી.
મુખે બોલોની સીતા રામજી—રામજી.
નહી જશે તમારા દામજી—રામજી.
ભાવે ભજીલોની ભગવાનજી—રામજી.

તોતક છંદ.

ચેલો—ભુખ લાગી હવે ભીખીએ ગુરૂજી,
ભરવું મથી પેટ રટી પુરૂજી;
કરશે ધરશે આપીક કામજનો,
ભીખ માગ ગુરૂ ઠીક સુખી જનો.

( વાદલ ફાટવા માંડયું હવેછે ) એ રાગે.

ગુરૂ—ભીક્ષા આપો તમે બેન બાઈ,
પરોપકારનો નીયમ સાઇ—ટેક.
કીડીને કણ હાથીને મણ,
સઉને આપેછે જગજીવન—ભીક્ષા.

( ઉપલા રાગે. )

સાવલીંગા—ભાભી તમે આપો જોગીને ભીક્ષા,
હું જઈશતો એ કરશે ચકીશટા—ભાભી.
એ જોગીઓછે મનથી ચલલા,
ખરેખાત ભાભી એછે ઘેલા;—ભાભી.

ભાભી—નાનીબાઈ એમ શું તાલ કરોછો,
ફરી મારે તમે મને ઠગોછો—ભાભી.

( સાવલીંગા લોટ હાથમા લઈ સાધુને આપવા જાયછે. )

રોલાવૃત.

ચેલો—ખુબીદારછે નાર, બાહારજોબન મદમાતી;
ગોટા સમઆકાર, છાતી એની મદમાતી.
મુખઅણીઆલુ નાક, વાંક કમરનો કેવો;
ખસો ખસો ગુરૂજી, એ લોટ મારે લેવો.

( ભટજી માહારાજ લાડુ ખાવાનું ફીધારનું મનછે ) એ રાગે.

સાવલીંગા—લેવો હોયતો લેની લોટ, આમતે શું કરેછે,
આમતે શું કરેછે (જોગી) આમતે શું કરેછે—ટેક.
જોગીઓ સંસારત્યાગી, બન્યા તમે વઐરાગી;
સંસાર નાદને નહી લાગી, ભગવત નામ ઉચ્ચારો
ની—લેવો.

( જોગી મુરછીત થઇ પડેછે. )

હોરી.

( ફાગણકે દીન ચાર સખીરી ) એ રાગે.

ભાભી—નણદી કીધું શું કામ, આમ તમે જાદુરેવાળા, કામ
ણગારા—ટેક.
હત્યારી થઇ તમે, હત્યારે કીધી
શી વલે થસે શ્રીરામ—આમ.

સાવલીંગા—ભાભી વીચારી બોલ, આંખશું ફુટી તમારી, વદો
વીચારી—ટેક.
માર્યો મેં નથી, મુવો એ ગોતે
શીક્ષા થઇ ઠીક આમ—આંખ.

( પણ જો સજીવન કરૂંછું ) પાણી છાંટેછે.

( સાદીએ જુલ્વે ગુલફામ મુબારક હોવે. ) એ રાગે.

સાવલીંગા—લેવી હોયતો લેની ભીક્ષા, બાવા વાર થઇ મને;
જોગી આ વેસમાં કરવું ઘટે નહી તુંને.
જોગી—ભીક્ષા લેવી નથી, ભીખ જોબન માગુંછું;
જોગી ઉપર દયા કરો, એટલું હું માગુંછું.
સાવલીંગા—પીટયા હરાંમખોર, સરમછે નહી તને;
ઉભારે મરાવું માર, કહી દઉ પીતાને.
જોગી—સમજતી નથી પણ ફજેતી કરૂં બહુ તારી;
બહુ પસ્તાસે, વાત યાદ રાખજે મારી.

( જોગી જાયછે. )

—0:0—

## પરવેશ બીજો. ( સ્થલ, રસ્તો. )

( સદેવંત, ટકોરચંદ તથા જોગી દાખલ થાયછે. )

( પીલુ દારૂડી ) એ રાગે.

ટકોરચંદ—વાણીયાઓ અંહકારી છેજી આપણા રાજમાં,
આપણા રાજમાં છેજી આપણા રાજમાં—ટેક.
ગુમાની ઓરત તેમની, શું કહું રાજા વાત;
સાધુ દુઃખી કીધો કાલે, જોયું મારી જાત—છેજી.
નગરશેઠ આપણા નગરનો, ખુબ તેની બેટી;
ભીક્ષા માગતા જમી ગયો, બાચારો મેથી—છેજી.

( જોગી આવેછે. )

( ઉપલો રાગ. )

જોગી—જલો સારા ગામ યારો જલો સારા ગામ;
ખુબસુરત સાવલીંગાએ, મને કીધો બદલામ—છેજી.

સદેવંત—ખરેખાત ટકોરચંદ સાંભળે દુઃખી;
સાવલીંગાને સપડાવું જઇ સઉ કામ મુકી—છેજી.
જોગી—મુખ પુનેમ ચંદ્ર સરખું, અણીવાલીછે આંખ;
બ્રહમાજીએ જુક્તે ગડી, શુશોભીત નાક—છેજી.
જગમાં એવી થઈ નહી, થશે નહી કોનાર;
ખરેખાત સદેવંત, શું કહું એના બાહાર—છેજી.

( એક ચતરનાર ) એ રાગે.

સદેવંત—ખરેખાત દીલદાર, ખુબદીશે બાહાર—ટેક.
ઝટ મલુ જઈ યાર, કરૂ એશુ પ્યાર;
પ્યારી એ મારૂ દીલ હરી લીધું—ખરે.
(ચપટી વગાડી)—ચાલ ટકોરચંદ તું ઝટકર, પ્યારી મેલવીએ ધ
ડપકર,
ખુબ લગાવીએ જઈ ત્યાં મકર,
બાવાજી હાલ સીધાવોની—ખરે.
(જાયછે) (પડદો ઉંચકાયછે.)

—o:o—

## પરવેશ તરીજો. ( સાવલીંગાનો બાગ. )

( સઉ સખીઓ હાસ્ય વિનોદની વાત કરેછે. ત્યાં ટકોરચંદ અને સદેવંત. ઝાડ પછાડી આવી છાના માના ઉભા રેહેછે. )

ગરબો.

( મારારે સ્વામી બોલીની વાહાલા ) એ રાગે.

સાવલીંગા—સખી આજે સોઆમણો દહાડો, મચ્યોછે સજનીનો
અખાડો—ટેક.
રતુ વસંત બાહાર બહુ આપે, જુવાની ઝાડની શી
ઓતે—સખી.

સાવલીંગા થયા વરવાજોગ, જોબન ખીલ્યુ થશે સં
જોગ—સખી.

ટકોરચંદ—( હવડે સદેવતનો સંજોગ થશે. )

સાવલીંગા—આલીરે મારી જોની આંબાવાડી, કોયલ જોની ટ
હુકા કરે કાલી—સખી.

આલોની હવે દરશણે જઇએ, ગુલાલ પીચકારીનો રંગ
લઇએ—સખી.

( સખીઓ જાયછે. )

ટકોરચંદ—(જાઓ જાઓ જલદી અમે પણ એટલુંજ ઇછીએછીએ)

(સાવલીંગાનો હાથ સદેવંત પકડી )

( તુજે હે શોખ મીલનેકા ) એ રાગે.

સદેવંત—પ્યારી તું ઝટ ઘુમટો ખોલ, હસી જલદી તું મુજથી
બોલ;

થયો હું તુજપર દીવાનો, કેશે ના પણ નહી જવાનો-
ટેક.

સાવલીંગા—કોણછો તમે, અહીં કેમ આવ્યા, એકાંત વાસમાં ત
મે કાવ્યાં;

ઘુઘટ ખોલે થશે વીનાશ, દસણાર જણ ગયા સ્વર્ગના
સ—પ્યારી.

ટકોરચંદ—બેડશાઇ તું તારી છોડ, સદેવંત શાથે હસી બોલ;

સરખે સરખી મલીછે જોડ, નજરે ન્યાલી પછીથી.
બોલ—પ્યારી.

( સદેવંત અને સાવલીંગા બને જણા બેઠેછે. )

( આજ કહાના મોરલીના બાંસરી બજાઇરે ) એ રાગે.

સાવલીંગા—પ્યારા વચન આપો મને, ભરોસો રખાય કંઇ;

ભરોસો રખાય કંઇ, ભરોસો રખાય કંઇ—ટેક.

અમો વણીક વાણીયા, રજપુતો નહી જાણીઆ;
તેલ વેચનારા વાણીયા, સદેવંતજી જાણીયા—પ્યારા.
તદબીર બતાવું એવી, આવજો દરવાજાની દેવી;
ભણવા મસે ઉલટ લેવી, આવો પંડયાની નીશાળમાં-
પ્યારા.

## લાવણી.

( ગોરી ચલી સાસરે કુ ફીર કબી આનાહે ) એ રાગે.

સદેવંત—તદબીર બતાવી ઠીક પ્યારી મળવાની,
બઈ સીલેટ પાટી વાત કરૂં ભણવાની;
એ વચન મારૂં કદી મીથ્યા નહી થાએ,
પુર્વનો સુરજ જો પશ્ચીમે કંઈ જાયે;
હું રાજાછું તું વણીકનીછે બેટી,
તારેને મારે ગાંઠ આજથી બેઠી.

( ગઈ એક બે એકજો હવા પલટ ) એ રાગે.

સાવળીંગા—પ્યારા પતી પધારો, આવશે પીતા અહીં;
આવશે પીતા અહીં, પ્યારા વાત કુરશે કંઈ—ટેક.
મળજો તમે નીશાળમાં, મોજ ત્યાં માણીશું;
ગાંધર્વ લગન કરી આપણ, રસતમાજ માણીશું-પ્યારા.
હાથ છોડો પ્રીતમમારા, તમ વિના છઉં હું દુઃખી;
પરમાત્મા આપને મળવશે, ત્યારે થઈસ હું સુખી—
પ્યારા.

સદેવંત—જા કેતા જીભ ઉપડે નહી, પ્યારી મન હરી લીધું:
સ્નેહ બાણ મારી મારૂં, મન તેં ઘાયેલ કીધું—પ્યારા.
( જાયછે. )

—0:0—

## પરવેશ ચોથો. ( સ્થલ, શાળા. )

( છોકરા છોકરીઓ ચોપડીઓ વાંચેછે, તેમાં છોકરાઓ રમેછે અને પાછળથી સાવલીંગા આવીને બેસેછે. )

( બટકનશે અમ જાતે ) એ રાગે.

છોકરાઓ ગાયછે—આવો આવો દોસ્તદારો, રમીએ આપણે રમત;
થોડી દાવ રમીએ આજ, કરીશું બહુ ગમત-ટેક.

વડો નીશાળીઓ—નાના નાસો ગોસો રમીએ, એમાં પડશે બહુ મજા;
દોડા દોડી કરવી પડશે, કસરતની ઉડશે ધજા—આવો.

પેલો નીશાળીઓ—ગીલી ડંડા રમીએ સઉ, તકોરાના ઉડસે બાહાર;
નહીતો ગોલી તીચે રમીએ, જોઇએ કોની થાય છે હાર—આવો.

( અગરુ છાંડ અલ બન માધુ ) એ રાગે.

સાવલીંગા—પ્રીતમ પ્યારા નાહી કેમ આવ્યા, તલંપે જીવ મલવા નેરે—ટેક.
કહું તે માફક આવી હું વેલી, તમ પાસી છંગી ચેલારે;
મોહન મારા વેહેલા પધારો, તાલાવેલી થાય તનમારે—પ્રીતમ.

( છોકરાઓ મારામારી કરેછે ને મેહેતાજી આવેછે, મેહેતાજી ફટકાવેછે પછી ભણાવેછે. )

મેહેતાજી—કકે લીજે શ્રી કૃષ્ણનું નામ, અવીચલ પદવી આપે ભગવાન.

છોકરા—કકે કારેલાનું સાક, રસોઇના સ્વાદીષ્ટ થાય પાક.

મેહેતાજી—કમબખત ! હું બોલું છું શું ને તમે બકોછો શું.
(મારેછે.)

(સીપાઇ આવેછે.)

સીપાઇ—પંતુજી તમને રાજાજી બોલાવેછે.
મેહેતાજી—(ધ્રુજતા) મેં શું અપરાધ કીધો કે રાજાજીનું ની
શાળમાં તેડું આવ્યું.

સીપાઇ—ગભરાઓ નહી, કુંવરને નીશાલે બેસાડવાછે.
મેહેતાજી—(ખુશી થઇ જાયછે.)
(છોકરાઓ પાછા રમેછે, ભભાબાજી, લખોટી દાવ વગેરે વગેરે !!)

(મેહેતાજી સદેવંતને લઇને આવેછે અને છોકરાઓને
મીઠાઇ આપેછે.)

(ઇસ્કોમે તેરે કોયેગમ) એ રાગે.

સદેવંત—વચન પાલ્યું તેં આરી, મુજથી અગાડી આવી;
લગન કરીશું આજે, મેહેર કરીછે માહારાજે—ટેક.
તદબીર કરું છું એવી, જોઇ લેતું કરું કેવી;
મોકલું મેહેતાજીને, વાહાલી માતાજી કને—વચન.

(મેહેતાજીને કહેછે)

(ઓખા હરણના રાગે.)

મેતાજી પધારો મારે ઘેર, માતાએ બોલાવ્યા કરી પેર;
સીધુ આપવુંછે તમને સારૂં, કંઇ વ્રત કાધું હશે વારૂ.

(ઇંદર સભાનો રાગ,)

મેહેતાજી—ખુશબકતીમાં જાઉં હું, કુંવર તમારે ઘેર;
મસતી કરે નહી છોકરા, કરજો એવી પેર.

(મેતાજી જાયછે.)

સદેવંત—(છોકરાને) મસ્તી કરો નહી ભાઇ, કહું છું તમને વાત;
છુટી આપુ આજ તમને, ગાનો ખરેખાત.
બીક રાખશો નહી તમે, પંડયાની લગાર;
વડશેતો જવાબ દઇશ, કરીને વીચાર.

(છોકરાઓ જાયછે.)

(સાવલીંગા સદેવંત કને આવીને)

(કંગનવા માગ કરશે સરક ગયોરે) એ રાગે.

સાવલીંગા—બાલમજી ખુશ ખુશાલીમાં મળ્યા આપણરે,
જાણવાનું નથી કોઇ, પ્યારા હું તુજપર મોહી—ટેક.
(હાથ ઝાલી) સુર્ય ચંદ્રની સાખેરે, અવીચલ આપણે રાખેરે,
પણ વીપ્રીતછે એક વાત, હું કહું છું ખરેખાત;
હઠ લેછે માત તાત, વાતમેં ઉડાવીરે—બાલમજી.
સદેવંત—એવી તે શું છે વાતરે પ્યારી કહીદે ખરેખાતરે,
તું જાણે રાજછે મારૂં, કરૂં તેનું થાય સારૂં;
ચાહું તેને હું જીવાડું, મારૂં માર મારીરે—બાલમજી.
સાવલીંગા—વીપ્ર નહી કેમ આવ્યોરે, ઓઠો વખત કાઢયોરે,
જોશે આપણે એકાંત, પડશે તેને મન ભ્રાંત;
મારો જીવ નથી શાંત ભ્રાંત તમને થાયરે—બાલમજી.
સદેવંત—ધાર ધર પ્યારીરે, સાહીત્ય લઇ સારીરે,
આવવાનો વખત થયો, કેવારનો તેતો ગયો;
જોજો આવે તે પેલા રહો ગયો વાર બહુ થઇરે—બાલમજી

(એક નીશાળીઓ પ્રવેશ કરેછે)

સાવલીંગા—ફજેતી પીયુ મારીરે, તે સાથે થઇ તમારીરે,
પંડયાને કહી દેશે, તેઓ મારે ઘેર જશે;
ફજેતી બહુ થશે રેસે લાજ કેમરે—બાલમજી.

(સદેવંત માર મારી કાઢી મુકેછે છોકરો નાસેછે, સદેવંત પાછળ મારવા જાયછે સાવલીંગા નીરાસ થઇ ઘેર જાયછે.)

# પરવેશ પાંચમો. ( સદેવંતનો મેહેલ. )

લાવણી.

( ગુલ ચમનમે બીછુ છુપા બડા ફેરીહે ) એ રાગે.

સદેવંત—કરવો શું હવે ઉપાય, પ્યારી મલે ઝટ,
પંડયાએ જાણી વાત, થાય ચટપટ;
વીચાર કરીને શી કરવી ખટપટ,
કરવો શું હવે ઉપાય પ્યારી મલે ઝટ.

ગુલ.

દીન દયાલ નીરાસ કરો તે નહી સારૂં,
વીચાર કરો હું બાળકડુ ભી તમારૂં,
ખરેખાત પ્રભુજી પાલક છોજી વારૂં,
રેહેમ કરી આખરે પાર પાડશો મારૂં—કરવો.

( ટપાલનો કાગળ સીપાઇ લઇને આવેછે તે સદેવંત વાંચેછે.)

( મરસાયો. )

સદેવંત—ઝટ આવો ઝટ આવો, માજીના મંદીરમાં;
વીયોગે ઝુરી મરૂં છું, હું તો મારા દીલમાં—ટેક.
આળસ કરતા નહી પ્રીતમ, જાણી વાત નીશાળની;
પીતાએ પરણાવી પણ, ફોકટ એ બાકાલની—ઝટ.
સાહેનકાળે સાહીત્ય લઇ, પધારો પીયુજી મારા;
મંગળ ફેરા ફરી આપણ, કરશું ત્યાંથી પોબારા—ઝટ

( બસ નકી હવે રાત્રે માતાના મંદીરમાં જવું અને ત્યાં
ઊંઘ ન આવે માટે જાગૃતીની દવા લેવી. )

( ખલકતારે ખુદા ખાવંદ ) એ રાગે.

સદેવંત—તુજ કારણ થયો દીવાનો, ખરેખાત નહી જીવવાનો-ટેક.
મળે મને ગાળીદાનો, તે શું હું નહી લેવાનો—તુજ.

## પરવેશ છઠો. ( સરીઆમ રસતો. )

( રૂપાસા થોભણદાસ વગેરે વાત કરેછે. )

( અલેકસેતું યાદ કર ) એ રાગે.

થોભણદાસ—ખડખાડ રૂપાસા, ખુડ પડશેછે
નાડી સાડી ખુડ ગલી, તુંતોજ બડોછે—ટેક.
રૂપાળી, થોભીતી વડી શેપુનોમનોરે સોડ,
ગામમા એવીશે નહી, નાડ કોઇ શ્રોડ—ખડ.

રૂપાસા—કુલ મારૂં મોટુ, કાલાવાલા કીધા બહુ;
પીતા એનો ધાઇ પડયો શું થોભણ કહું—ખડ.
ઉપરા છાપરી ટપાલ આવે, કાગળના જુરા;
વાંચતા હુંતો કંટાલ્યો, ભોગ થયા પુરા—ખડ.
પેરાગણી મન ગમતી આપી, મન મનાવ્યું;
પુંજી આપણી શું ગઇ, પણ તને ઠીક લાગીયું-ખડ.

——0:0——

## પરવેશ સાતમો. ( માતાનું મંદીર. )

( સદેવંત આવી પ્રાર્થના કરેછે. )

( સુખી આણી કુળ જાણી નરનારી ભણોરે ) એ રાગે.

સદેવંત—મઇઆ મારા મેહેર કરો મુજપરરે
કરો મુજપરરે કરો મુજપરરે
મેલવો મારી પ્યારીને—ટેક.
આસરે તમારે હું અહીં આવ્યો,
પ્યારી મારી તારી મેહેરથી કંઇ મલેરે—મેલવો.
મન બલેછે, તન જલેછે,
જેમ તેમ એમ જલદી પ્યારી મલેરે—મેલવો.
દાસને જાણી, મૈયાછોજી જ્ઞાની,
લ્હેરી ફરી શેરમાં બહું ભમ્યોરે—મેલવો.

( અંદરથી દરવાજો બંધ કરી સુઈ જાયછે અને સાવલીંગા
આવી દરવાજા ઠોકેછે પણ કોઇ જવાબ આપતું
નથી એટલે ગાયછે. )

ભેરવીની ગજલ.

સાવલીંગા—ઉગાડો સ્વામી બારણા, હું છલી મરૂં છઉં;
હું છલી મરૂંછઉં—સ્વામી છલી મરૂછઉં—ટેક.
હું છઉં અબલા એકલી, સાથે નથી કોઈ;
મધરાત થવા આવીછે, હઠાને નાંખો ધોઇ—ઉગાડો.
મા બાપને પર હરી, તં છોડયો રૂપાસા;
સદેવંત ઉગાડોની, આવે જીવ આશા—ઉગાડો.
ઊંગી ગયાછો કે કેમ, બોલ બોલતા નથી;
અકલામણ અતીશે આવે, બહુ તો મથી—ઉગાડો.

( આસપાસ કોઇ નજરે પડતું નથી, તેથી દેવળના ઉપરના ભાગમાંથી અંદર દાખલ થાયછે અને બારણા ઉગાડી નાંખેછે; અને સદેવંતને ભર ઊંઘમાં જોઈ તેને જગાડવાને પ્રયત્ન કરેછે પણ તે જયારે જાગ્યો નહી ત્યારે નીરાશ થઈ સદેવંતનું માથું પોતાના ખોળામાં લઇ માજીની સ્તુતી કરેછે. )

( કુંવરી કુંવર મારા લાડકા ) એ રાગે.

સાવલીંગા—સ્વામી મારા આતે શું થયું, નીંદ્રા બહુ આવી કેમ;
નીંદ્રાતો વેરી થઈ, માતાજી થશે કેમ—ટેક.
ધોંગ કરવાનો વખત નથી, વીચારો સમયકાલ;
રીસાયા મુજથી આમ કરો, થાય આલ પંપાલ-સ્વામી
જગાડો.

( છંદ ગોરી તોરા ઓઢણે ) એ રાગે.

સાવલીંગા—જાગ છઉં થશે પરભાતરે, વાર મને થઈ
વાર મને થઈ સ્વામી વાર મને થઇ—ટેક.

પ્રાહાતસકાળે, પુજન અર્થે, વીપ્ર કે કોઈ જન;
આવશે સ્વામી માહરા બ્રાહમણ ખરેખાતરે—વાર.
કાલ સવારે જવું પડશે, મારે સાસરે;
વેગે પીયુજી પધારજો, આવોની પછાતરે—વાર.

( તેની હથેલીમાં કંઈ લખી નીરાશ થઈ જાયછે. )

એટલામાં જોગી પ્રવેશ કરેછે.

લાવણી.

( આશક જાગી ) એ રાગે.

જોગી—મઈઆ અંબીકા આરાધુ, શાક્ષાતછો દેવી;
પ્રાહતસકાળે પુજા કરૂં, માતાજી સેવી.

( સદેવંતને જોઈ. )

અરે આ અહીં કોણ પડયોછે, ઓલખીતો દીસે;
કુંવરજી જેવો જણાએ, જણાયછે રીસે.

( જોગી જતો રહેછે ) ( સદેવંતને સ્વપનું આવેછે; હા ! સાવલીંગા આપણે દુર દેશ જઈએ, ચાલો ! ગાડીમાં બેસો ! ગાડીમાં બેસવા ઉઠેછે તો કાંઈ નથી પણ ફોગટ સ્વપનું. )

ઈંદર સભાના રાગે.

સદેવંત—પ્રાણ પ્યારી ઠગાઈ કરી, આવી નથી કેમ;
ફોગટ સીદને તરસાવેછે, લાગે મને એમ.
નારી તું થઈ ઠગારી, લુચ્ચી બઈરી જાત;
બેવચની બઈરી જાણો, સર્જન ખરેખાત.

( એકદમ હાથ તરફ નજર જાયછે. )

ચોઠી આ કયારે લખી, ગયું કોણ હાથ;
અક્ષર એકલા નથી, પણ પાણી દીસે સાથ.

( સાવલીંગાની સહી જોઈ. )

સહી સાવલીંગાનીછે, આવીને એ ગઈ;
ભાંગા તુટા અક્ષર દીસે, વેવલી એ થઈ.

( છપલા રાગે. ) ( ચીઠી વાંચેછે. )

પ્રીતમ આવી ઉમંગમાં, નીરાશ થઇને ગઈ;
ઢંઢોલ્યા પણ ઉઠયા નહી, વખત ગયો વહી.
નાઉમેદે પાછી ફરી, રૂપાસાને ઘેર જાઊં;
અઠવાડીઆમાં મલો મને, તોહું સુખી થાઉ.
નહીતો પ્રાણ તજીસ પ્યારા, સાચે તું તો માન;
વેગે વેલા આવી મલો, આપો જીવતદાન.

( વાંચી રહયા પછી જુસ્સામાં. )

બેત.

કમબખત ગાંધી તે, કીધું કાવતરૂં;
જાગ્રુત કરતા ઊંગાડી દીધો, થયો તું શતરૂં.
મનની વાત મનમાં રહી, થઈ ગયો વીનાસ;
વેણ પાલી આવી ગઈ, પ્રાણ પ્યારી ઉદાસ.
ફીકર નહી આવું ચાલી, રૂપાસાને ગામ;
લ્હેરી મેહેર કરો તમે, શીઘ્ર કરો આમ.

( જોગી બની તેની શોધમાં જાયછે. )

---0:0---

## પ્રવેશ આઠમો. ( જંગલ. )

( ટકોરચંદ દાખલ થાયછે. )

( લુસીનીલ ) એ રાગે.

ટકોરચંદ—પ્રેમનીછે જાલ, પ્રેમનીછે જાલ;
વીખુતા પડે નહી, માથે આવે કાળ—ટેક.
રાજાજીનો દીકરો, સદેવંત નામ;
સાવલીંગા શું ઘેલો થયો, મુકી સૌ દમામ—પ્રેમ.

રાજપાટ તજી એને, લીધો જોગી વેશ;
ભભુતઅંગપર લગાવી, ધુલ નાંખી કેશ—પ્રેમ.

( ટકોરચંદ જાયછે અને સદેવંત દાખલ થાયછે. )

( કહું કયા કૂલકકા સતાયા હુંમે ) એ રાગે,

સદેવંત—કીરતાર કેમ તું જુલમ ગુજારે;
હું પામરછઊં આશરે તમારે—ટેક.
કામ ઝવર લાગ્યો મારા અંગમાં;
રાજ પાટ છોડી ફરૂં આ ઢંગમાં—કીરતાર.
માફ કરો મને રસ્તો બતાવો,
દુખી જીગર ને નહીરે સતાવો—કીરતાર.

( જવા માંડેછે પણ તે ઠેકાણે બે રસ્તા જોઇ ઉભો રહેછે, એટલા માં એક મોટા પથ્થર ઉપર કંઈ લખેલું નજરે પડેછે તે વાંચેછે. )

ઈંદર સભાના રાગે.

સીધો મારગ છોડી, અટકો વડલાને નીસાન;
જમણે હાથે ચાલજો, માર્ગને પીછાન.
લીખતંગ કીંકરી, ઝટ આવે અમાર ગામ;
એ રાહે ચાલજો, પોહોચે મનની હામ.

( વાંચ્યા પછી. )

સાબાસ સાબાસ પ્યારી તેં, ઠીક લખી એંધાણ;
હીમત આવે ખુલે નસીબ, થાય ભાગ્યવાન.

( જાયછે. )

—o—

## પરવેશ નવમો. ( ચમાર ગામનું પાદર. )

( સદેવંતના હાથમાં લખેલું છે તેથી પશુ પ્રમાણે નદીમાં મોહ બો
લીને પાણી પીએછે, એટલામાં સાવળીંગાની દાસી પાણી
ભરવા આવેછે, અને સદેવંતને પાણી પીતો જોઇ. )

( પીલુ દારૂડી ) એ રાગે.

દાસી—પીએ પાણી આમ કેમ, ઓરે મુસાફર;
ઓરે મુસાફર, ઓરે મુસાફર,
આવવાની મકસદ આ તરફ -ટેક.

( પાસે જઇ. )

પાણી પીઓ આવી રીતે, ઓ જોગીરાજ;
હાથ ભીજવતા નથી, તમે શાને કાજ—ઓરે.
સાચે સાચું બોલો મુની, ભ્રાંતી મનમા થાય;
કૃપા કરી કહીદોની, થાઓ અમને સાય—ઓરે.

સદેવંત—કહુંછુ મારી હું પણ તું તારી પ્રથમ કેની વાત;
નગરનું નામ શું છે, વણીક કોણ પ્રખ્યાત—ઓરે.
આણંકોની કરેછે, રઇએત સુખી કે દુખી;
જણાવ પ્રથમ તું મને, ઓ ચંદ્ર મુખી—ઓરે.

નારાચ છંદ.

દાસી—ચમારગામ ઠામ આ જયસીંગ રાયનું રાજછે;
વણીક રૂપાસા, છેકીયો પરણી લાવ્યો એક નારછે-ટેક.
સાવળીંગા તો નામ ધરાવે—હું દાસીછું તેતણી;
દુખીછે બીચારી બહુ, દયા મને આવે ઘણી-ચમારગામ.

( ખલકનારે ખોદા ખાવંદ ) એ રાગે.

સદેવંત—અરે બાઇ હું આવ્યો એને કાજ;
સદેવંત નામ, બોલવ દાઝ—ટેક.
જટ ખબર જઇને કેહે;
દુઃખી દીલમા થાય નહી તે—અરે બાઇ.

દાસી—મારી સાથે આવો જોગી;
સાવલીંગાના છોજી ભોગી—ખરે બાઇ.
ઓળખુંછુ હું તમને;
ખુશી થશો તમો બને—અરે બાઇ.

—o—

## પરવેશ દશમો. ( રૂપાસાનો મેહેલ. )

( સાવલીંગા ઉદાસ થઇને બેઠીછે પાછળથી દાસી
અને સદેવંત આવેછે. )

( ઓધવજી સંદેશો કેહેશો કેહેજો સામને ) એ રાગે.

સાવલીંગા—વીયોગબાણ સાલેછે દીનાનાથજી;
મેહેર કરી પુરો મનની આસજી--ટેક.
જળવીના ટવલે મીન, જુવોની જમીનમાં;
તેમજ પ્રીતમ પાખી મને નહી ચેનજો—વીયોગ.
ભાવે નહી ભોજન, નીંદ્રા આવે નહી;
જબકી ઉઠું ઓટા આવે ખ્યાલજો—વીયોગ.

( એટલામાં સદેવંત પ્રવેશ કરેછે. )

ઇંદર સભાના રાગે.

સદેવંત—સબરકર સબરકર, પ્યારી સાવલીંગા;
જગત કરતાની રેમથી આવ્યો આ જગા.

( રૂપાસા આવેછે. )

રૂપાસા--ધીક ધીકરે ઓ વ્યભીચારી નાર;
પતીવ્રતા થઇ તું કરે નીચ કામ.

( સદેવંત સામું જોઇ. )

હરામખોર દુષ્ટ તું આવ્યો અહીં કેમ;
સવાદ ચખાડું કમબખત ગો પેમ.

કોઈછે કે હાજર, જલદી આવ સીપાઇ;
મુસ્કે તાટ એને બાંધો, કરો હરીફાઇ.
ઘરમાં ઘુસ્યો ચોરછે, રાજા પાસ લઇ જાઓ;
ગુનેગાર જોગીછે, જલદી લઇ જાઓ.
(લઇ જાયછે.)

—o:o:o—

## પરવેશ અગીઆરમો. (રાજ સભા.)

(જયસીંગજી રાજા રાજ્યાસન ઉપર બેઠાછે પ્રધાન, વજીર, કોટવાલ વગેરે દરબારીઓ તથા રૂપાસાવાણીઆ પણ હાજરછે અને સીપાઇઓ સદેવંતના હાથમાં બેડી નાંખી કેદી કરી લઇ આવેછે.)

રોલાવૃત.

રૂપાસા—(રાજાને કહેછે.) હડામથોર એતોર, માડા ઘરમાં પેઠોતો,
ઘડવાલી માડી જાત, એતો બાત કરતોતો;
હોડા કડુ પડનામ, થીકશા કડોની ઠારી,
એહોએ ઠરમ, બેતો બહુ પાથ માડી

(ઓખા હરણના રાગે.)

જયસીંગજી—(જોગીને.)
સાંધુ કેમ એને ઘેર ગયો, નારી પાસ જઇ હરામી થયો;
માટે સાચું સાચું બોલજે તું, નજરમાં આવશેતો મા
ફ કરૂં હું.

(જીવો જીવો વિકટોરીઆ તું રાણી) એ રાગે.

સદેવંત—(રાજાને નમન કરી.) કરો ઈનસાફ રાજાજી અમારો,
હું વદુ તે તરફ વીચારો—ટેક.
બઈરી મારીને હરી એ લાવ્યો, ખરેખરો એ ઠગારોરે-
કરો.

લાંચ આપી દુષ્ટ સસરાને મારા, કીધા કાવતરા કાલારે-
કરો.
કૃપા કરીને સ્ત્રીને બોલાવો, ખાત્રી થશે તમારીરે—કરો.
સ્ત્રી વિયોગે બાવો બન્યોછું, રાજવંશીછણ દેહે ધારીરે-કરો.
મારે વિયોગે રહીછે કુંવારી, દાસીને પરણો વેસ ધારીરે-
કરે.

( કહું કયા ફુલકકા સતાયા હુંમે. ) એ રાગે.

રૂપાસા—થોતી થોતી બાત કડે રાજાએ,
બોડાવી પુથો તે થાડુ કુહે—ટેક.
હમારો ના દેથતા પડણો હું
થાતરી કડવા દાથી બોડાવું હું—થોતી.

( ઉપલી રાહે. )

જયસીંગજી—સીપાઈ જલદી જઇ દાસીને તેડી લાવ,
રૂપાસાને ઘેરથી પકડી લાવ—થોતી.

( સદેવંતની સામુ જોઈ. )

તમે કહીદો તમારૂં નામ,
શુર વીર દીશોછો તમે એમ—થોતી.
રજપુત જાયા દીશોછો આપ,
જુઠું બોલાતો બ્રહમ હત્યા પાપ—થોતી.

( સદેવંત રાજાના હાથમાં એક કાગલનો લખોટો આપેછે તે
વાંચતાજ તરતજ આનંદમાં આવી સદેવંતને ભેટી પડેછે. )

જયસીંગજી—( રૂપાસાને કહેછે. )

( ગઈ એક બ એક તો હવાપલટ. ) એ રાગે.

કમબખત આતે શું કીધું, ભાણેજ એછે માહેરો
ભાણેજ એછે માહેરો, ભાણેજ એછે માહેરો—ટેક.

( ખજાનચી સામું જોઇ. )

ખજાનચી લઈજા ભાણેજને, પોશાગ એમનો બદલાવોની;
જટપટ જઈ તમે આવોની રાજવંશી એમનો તાતછે—
કમબખત.

( બને જાયછે. )

જયસીંગજી—( રૂપાસાને ) સંભાળજે હવે વાણીઆ, ડાહીમાના
દીકરા જાણીઆ;
ધુજ નહી અદલ ઈનસાફ થશે, સાચું જે હશે તે થ
ઇ જશે—કમબખત.

( સીપાઈ દાસી સાથે પ્રવેશ કરેછે. )

( ઉપલી રાહે. )

જયસીંગજી—( દાસીને. ) સત્ય બોલ દાસીવાણી, નહીતો જીભ
કડાવું તાણી;
આ કોની સાથે પરણીછે, તું ખરેખરૂં બતાવની—ક
મબખત.

( કંગનવા મોરા કરસે સરક ગયોરે ) એ રાગે.

દાસી—પરણીછે મારી સાથે, રાજા માન ખરૂં રે;
કરતીતી પ્રાણ ઘાત, સાવલીંગા પોતે જાત—ટેક.
દયા આવી મુજનેરે, પરણી હુતો અમુજનેરે,
ઘુમટો તાણ્યો મેં મોટો, લોભાઇ ગયો એ ખોટો;
મળે નહી મારો જોટો સોટો એ સમજોનીરે—પરણી.
જયસીંગજી—રૂપાસા તું કેનીરે, પરણી સાથ એનીરે;
રૂપાસા—વાત સાચી કેમ મનાય, મને ચટપટી થાય.
ઘુમટાની રસમ હાય—થયો દગો હસેરે.—પરણી.
રૂપાસા—લગન કીયા થાએરે, બારીક નજરે કેમ થાયેરે,
કાડીથી મારી લાજ, સાવલીંગા દગલબાજ;
દાસીને ધર્યો સાજ દાજ મુજપર કાડીરે—પરણી.

જયસીંગજી—ખાત્રી થઈ મારીરે, દાસી ખરી તારીરે,
જા દાસી તેડી લાવ, સાવલીંગાને લઈ આવ;
જેમ હશે એનો ભાવ દાવ તેવો રમસુરે—પરણો.

( ખજાનચી તથા સદેવંત આવેછે. )

( ઈંદર સભાના રાગે. )

રૂપાસા—( સદેવંતને ) માફ કરો સદેવંતજી, આપ્યું બહું અપમાન.
ખરી વાત જાણી નહી, તેથી બન્યો નાદાન.

( દાસીને સાવલીંગા આવેછે. )

સદેવંત—( દાસીને ) ધનછે તારી જાતને, બચાવી મુજ પ્રીયા;
દાસીને પરણાવો, ફરી કરો ક્રીયા.

( રૂપાસા અને દાસીનો હસ્ત મેલાપ કરાવેછે અને સાવલીંગા આનંદથી સદેવંતને ભેટેછે. )

ગજલ.

(રસીલી તારી સુરત દેખી, ઘાયલ મનડું થયુંછે મારૂં.) એ રાગે.

સદેવંત—માશુક મીઠી નજરે દીઠી, માનજે તું હવે થઇછે મારી;
વીખુટા પડયા આપણે અતીશે, રેહેમ આજે અહીં કરી જગદીશે—ટેક.

( રાજા સામું આંગલી કરીને. )

જયસીંગજી થાય મારા મામા, બકાલો અહીંઆ થશે નહી સામા;
જોગાન જોગ આ મલ્યોછે કેવો, શું વીચારેછે મુજ પ્રાણ પ્યારી—માશુક.

સાવલીંગા—ગઈ વાતને વિસારીએ વાલા, શોક શીદ હવે કરોછો હાલા

રૂપાસા મુજપર બહુ કરે ચાલા, સંતાપ તેનો મને બ
હુ ભાગી—માશુક.

( રાજા સદેવંત તથા સાવલીંગાનો હસ્તક મેળાપ કરાવેછે. )

( ઇંદિર સભાના રાગે. )

જયસીંગજી—આજ મજા મારજો, સાવલીંગા સદેવંત;
અવીચલ જોડું રહો, રેજો ખુબીવંત.
ખુશી થકી કરી આપુંછું, તમારા લગન;
જુલમ જારતી કરતા નહી, હમેશ રહો મગન.

( બદલ ગયો નેણારે. ) એ રાગે.

સાવલીંગા—શું હાલ થયા તારારે, શું હાલ થયા તારારે;
ઓ પ્રાણ પ્યારા, ઓ પ્રાણ પ્યારા—ટેક.
સાખી—વદન સ્યામ ફીકુ લાગી દીશે, શું સ્વામી થયા હાલ;
શીરપર કેશ વધાર્યાછે ભારી, ખાડા દીશે બહુ ગાલ—
શું હાલ.
સાખી—પરમાત્માની થઈ મેહરબાની, વીપત તલી ગઈ;
છબી તારી નીરખી હું આજે, ખુશી મનમાં બહુ થ
ઈ—શું હાલ.
સાખી—જગત કર્તાની પ્રાર્થના કરીએ, રાજા પ્રજા સંગાત;
લ્હેરી દેવ તમે છોજી માયાલુ, વંદી જોડીએ હાથ—
શું હાલ.

( બધા ઈશ્વર પ્રાર્થના કરેછે. )

પદ.

( સજન સૌઉ વિનતી ધરજો ધ્યાન.) એ રાગે.

ગાવો ગોવીંદના ગુણ, સજન સૌઉ ગાવો ગોવીંદના ગુણ;
જગતમાં નથી નુન—સજન સૌઉ ગાવો ગોવીંદના ગુણ-ટેક.
પરોપકારી, છઈએ આભારી—મીષ્ટ આપે ચુન ચુન-સજન.

દુ:ખ વેઠયું આ જોડાએ—સુખ આપો એમને ધુમ-સજન.
ખરા પ્યારની ખાસીએત જુવો-વાગે સીતાર તુન તુન-સજન.
દીન દયાલુ પરમ કૃપાલુ—આપના છઈએ ખુન—સજન.
આરાધના અમારી સ્વીકારો—વ્હેરા મેહેર કરી સુણ-સજન.

રચનાર
**રા. રા. અમરતલાલ નારણદાશ ઝવેરી.**

# ગુજરાતી નવી ઈંદર સભા.

## શુધ્ધ ગુજરાતી ભાષામાં

### ઓપેરા બે અંકી

### અંક પેહેલો પરવેશ પેહેલો.

( ઈંદરની દરબાર બેઠીછે; ત્યાં ઇંદર, દેવો, અને પાછલથી પોખર
જ—નીલમ—લાલ—તથા સબજપરી વગેરે આવી ગાયછે. )

( અલિફસે તું યાદ કર, અલ્લાઇ તું આદમ. ) એ રાગે.

ઈંદર—ઈંદ્રાસનપર બેઠો છઊં પણ, ચેન નથી પડતું,
ઉપાય શું યોજવો કે, મને થાય ગમતું—ટેક.

દેવો તમે દુબળા દીશો, અંબ્બારતા નથી;
રીજવો મને આજ તમે, મેહેનત કરો મથી—ઈંદ્રા.

લાલદેવ—માહારાજ આપશું બોલોછો, બોલાવીએ પરી;
ચારોને હુંકમ કરૂં, આવે અબઘડી—ઈંદ્રા.

( લાલદેવ કાલાદેવને હુંકમ કરેછે, કાન પકડીને. )

મુજી શું બેસી રહોછે, પરીઓને બોલાવ;
રાગ તાન રાગ ઉડે, એવી તદબીર લાવ—ઈંદ્રા.

( કાલોદેવ પરીને લેવા જાયછે. )

ઈંદર—ખુબ કરી ખુબ કરી, દેવ મારા લાલ;
તુજ સમાન હોંશીઆર નહી, દરબારમાં હાલ—ઈંદ્રા.

( કાલોદેવ પોખરાજ પરીને લઇને આવેછે. )

( નેજારા ભર મારારે. ) એ રાગે.

પોખરાજપરી—નમન કરૂં દાસીરે, ઈંદર રાજાજી—ટેક.

હુકમ આપો—નૃત્ય કરવાને,
ગાએનથી રીજાવી, તજાવું હું ઉદાસીરે—ઈંદર.
ફરમાવો મને—આપ આજ્ઞા આપો,
કરૂં મારૂં કાજ, ગાણું હું વીલાસીરે—ઈંદર.

—o—

લાલદેવ—( આજે તમારી હોંશીઆરી જોવીછે માટે મનહરણ તે સાથે ખુશી થાય અંતઃકરણ તેવું ગાઓ.)

પોખરાજ પરી—( જેવી આપની આજ્ઞા. )

કેરબો.

( સાડેતીનપેસે સેર મછલી ના બેચુંગી. ) એ રાગે.

રૂતુ વસંતનો બાહાર ખુબ ખીલી રહોછે;
ખુબ ખીલી રહોછે, ખુબ ખીલી રહોછે—ટેક.
અબીલ ગુલાલ, કેસુ રંગલાલ;
ભરી પીચકારી મારે, સ્તનપર બાલ—રૂતુ.
જાઈ ચંપેલી, લપટાઈ ગઇછે;
પીયુ સાથે મોજ મારે, ભેટી ખુબ રહીછે—રૂતુ.
પ્રાણી પક્ષીઓ, પ્યારમાં ફરે રમતા;
વીલાસ કરે, તેઓ મનને ગમતા—રૂતુ.
વનગજાવ્યું, કાળી કોએલ;
મોર ઢેલ કળા કરે, ટઉકાઓ કરે—રૂતુ.
એવી મોજ મજા, લહેરી થઈ માહાલ;
વસંતમાં રંગ આવે, ખુશી દીન ગાલે— રૂતુ.

(ખુબ રીઝાયા નાચકે ગાકે, પેહેલુંગે મેરે બેઠ તું આકે.) એ રાગે.

ઈંદર—સાબાસ પ્યારી પોખરાજ પરી;
રીજાવ્યો ખુબ મને તદબીર કરી—ટેક.

લાલદેવ બીજી પરીને બોલાવો;
કાલા દેવ નીલમ પરી લઈ આવો—સાબાસ.
બેસો પરી તમે, મારીજ પાસે;
ખુશી કરી ખુબ, વસંત વીલાસે—સાબાસ.

**નીલમપરી**—(આજ કાહાના મોરલીના બાંસરી બજાઇ કે) એ રાગે.

આવી હું તમારી કને મનને રીઝાવવા;
મનને રીઝાવવા, તમને રીઝાવવા—ટેક.
છુમ છુમ ઘુઘરવાજે, અદા કરૂં આવભાવથી;
બલીહારી જાઊં રાજા, તમારા પ્રતાપથી—આવી.
ખુબ કળા કરી કરૂં, દરશાવું દરબારમાં;
ઉસ્તાદે મેહેનત લીધી, મારા ઘરબારમાં—આવી.
ગાઊં નાચું કુદુ આજ, જોઇ લેવો સભાજનો;
પરવા પઇસાની નથી, ઘેર ભર્યો બહુ ખજાનો—આવી.

( ફાગણકે દીન ચાર. ) એ રાગે.

સભા બની ગુલજાર, બાહારછે બહુ મજાનો, ઇંદિર રાજા નો—ટેક.
જાઊં બલીહારી, તમપરવારી;
ખુબીવાલા બેઠા દેવલાલ—બાહાર.

**લાલદેવ**—મજાક મારી, સભામાં કરેછે;
કાળાદેવ અહીંથી નીકાલ—બાહાર.

**નીલમપરી**—વીચારવંતા, ખુબી કરતાં;
છો રસમ જુત થઇ આજ—બાહાર.
જોબનવંતા, છો મદમાતા;
રાતા તમારા દેદાર—બાહાર.

( ગર હમને સનમકુ દીઆ. ) એ રાગે.

**ઈંદર**—કરી પરી રીજાવી તે, આ મારી સભા;
હસાવી રમાડી તે, આ મારી સભા—ટેક.

બોલાવો હવે વારોછે, લાલપરીનો;
કાલાદેવ પોશાક પેહેરે, કેહેનો જરીનો—કરી.
( બોલાવવા જાયછે. )
બેઠકે બેશોની પરી તમેતો નીલમ;
ખુશ ખુશાલ કીધો મને, તંતો એકદમ—કરી.
( જીવો જીવો વીકટોરીઆં તું રાણી. ) એ રાગે.

લાલપરી—રાજા આવી હું તમારી પાસે, દીલ રીજાવવાની આ
સેરે—ટેક.

મન હરણ, દીલ પરસન;
ગાણાં ગાએન બલીહારીરે—રાજા.
તન મન ધનથી ખુશીરે કરવા;
ખુરબાન તમપર ઓવારીરે—રાજા.
અગન ચમન, આ ઇંદ્રાસન;
લ્હેરી સભા દીશે સારીરે—રાજા.

( શુધીઆણી ફુળ જાણી નરનારી ભણોરે. ) એ રાગે.

લાલપરી—રસીયા પ્રીતીની રીતી કંઇ સારી લાગેરે;
હોય જો જોબનના બાહારમાં—ટેક.
મુખ પુનેમના ચંદ્ર સમચળકે;
ભવા નેણ ચેણ ચાલા ઠીક કરેરે—હોય.
ગુલ લાલાસમ, છાતી છલકે;
લટકે મટકે ઠણકે ચાલ ચાલે દીલ રીજવેરે—હોય.
તંગછે ચોલી, અદા કરે ગોરી;
પતલી કમર અગર પેહેરી ખુબ ભમેરે—હોય.

( રાગ ઇંદર સભાનો. )

ઇંદર—શાબાસ શાબાસ લાલપરી, કીધો ખુબ ગુલતાન;
આંખ મારી મલી નથી, ખુબ કીધી ગસ્તાન.

સબજપરી બોલાવો, છેલ્લાછે વારી;
બેસોની આ આસને, લાલપરી પ્યારી.

( તુજે રાણી બનાવું. ) એ રાગે.

સબજપરી—સભા ભરી ગુલજારરે, ગુલતાન બનાવું—ટેક.
પરીને દેવો બેઠાછે હીંયા, બીરાજ્યા ઇંદ્ર માહારાજરે-ગુલ.
મંદમંદ વાયુ વંસત રૂતુનો, દીલ ખુશ લાગે આવારરે--ગુલ.
પોઢયા માહારાજ ડોલ્લા આવેછે, બાગે ફરવા જાઊંરે-ગુલ.
કદર ન જાણી મારી રાજાએ, આવી હું પસ્તાઊંરે--ગુલ.
બક્ષીસ આપી નહી રાજાએ—દીલમાં દુઃખી થાઊંરે-ગુલ.

—o—

## પરવેશ બીજો. ( રસ્તો. )

( વાદલ ફાટવા માંડયું હવેછે. ) એ રાગે.

સબજપરી--જોબન મારૂં મારે ઉછાલા, કોના કરૂં હવે કાલારે વાલા—ટેક.
( તાલી વગાડી ) કાલા દેવ મારી પાસે આવ, મંગાવું તેને જઈ જલદી લાવ—જોબન.
શાહજાદો સુતોતો જુવાન ગબરૂ, જોબન જોઈ મારૂં મન બહું બગડું—જોબન.
ફરૂંકડ અકડછે બહુ રૂપાલો, લઈ આવ જલદી મુજ વેણ પાલો—જોબન.
કાલો દેવ—પરી હું તારો છઉં તાબેદાર, જાણ્યા પાકી લાવું કેમ મોહોરદાર—જોબન.
ઠામ ઠેકાણું નામ દરશાવો, ગુલામ છઉં પણ પતો બતાવો—જોબન.
સબજપરી—હિંદુસ્તાનમાં હસ્તીના પુર, જાની મારો ત્યાં સુતોછે શુર—જોબન.

વળી નીશાની બીજી પણ આપું, ગભરા નહી તારૂં સં
કટ કાપું—જોબન.
વીંટી મારી પેરાવી એને હાથે, કારણ કે મુકી નીશાની મા
ટે—જોબન.
કાલો દેવ—ફીકર નહી જાણીશું સબ્જપરી, હોલીઆ સાથે લાવી
હું અણઘડી—જોબન.
( કાલો દેવ જાયછે અને પડદો ઊંચકાયછે. )

—0:0—

## પરવેશ તરીજો.

રોલાવૃત.

કાલો દેવ—લાવ્યો જઈ હીંદુસ્તાન, મસ્તાન રાજાછે એનું;
પલંગ સાથે લીધો, બાંધો નહી જોરશું એનું.
સબજપરી ઓળખો, વ્યાલોએ તમારો જાની;
આધાર અંગુઠીનો, લાવ્યોછઊં એજ એધાની.
સબજપરી—શાબાશ કાલાદેવ, સેવા કરીછે મારી;
આભારી હું થઈ, હું હતી ઉપકારી તારી.
( ઈનામ આપેછે અને કાલો દેવ જાયછે. )
( સબજપરી પલંગ હલાવી શાહજાદાને ઢંઢોલેછે. )

ગજલ ભૈરવીની.

સુતોછે શું તું બેખબર, છોડીને ઘરબાર;
જાગી જો તું કયાં આવ્યોછે, ઉઠી કર વીચાર—ટેક.
ઉઠો ઉઠો જાની મારા, મજલ કીધી બહુ;
દીલ મારાને ખુશી કરો, આતુર થઈછું હું—સુતો.
શાહજાદો—( ઘભરાઈને. )

બેત.

નહી દીસે મારો મકાન, આ શું નજરે દેખાય;
હાય હાય આશું થયું, મન મારૂં ઘભરાય.

સ્વપનુંછે કે ખરી વાત, બેહેસ્ત જેવું મકાન;
આસપાસ જોઉંછું, તો સઘલે દીસે રાન.

( ગરહમને સનમકુ દીયા. ) એ રાગે.

શાહજાદો—ઘર આગલથી મુજને અહીં લઇ આવ્યું કોણ;
લઈ આવ્યું કોણ—મુજને લઈ આવ્યું કોણ—ટેક.
સ્વપનુંછે કે ખરી વાત, નહી પડીતી સમજ;
દેખાવો જોઈ થાવું હુંતો, મનમા અજબ—ઘર.
પીતા માત દીશે નહી, નહી મારો મકાન;
દાસ દાસી કયાં ગયા, નથી મારી જાન—ઘર.
ખરેખાત ફસાવ્યોછે, મને મુજીએ;
અંતસકરણ મારૂં અહીંઆ અતીશે બીએ—ઘર.

મરસીઓ.

શાહજાદો—અરે આતે શું થયું, ઘર મારૂં કંયા ગયું;
નસીબ ઊંધું થઇ રહયું, હાય હાય આ શું થયું—ટેક.
સાથે નથી કોઇ સાથી, દીલાસો નહી મા બાપથી;
દળદર આવ્યુંછે આથી, કાઢયો મુજને ઘરમાંથી—અરે.
ઘેર જવાની નહી આશા, કરવા પડશે અહીંવાસા;
થઇ જશે કેમ ખુલાસા, મારા થયા તમાસા—અરે.

( ખબકનારે ખુદા આનંદ. ) એ રાગે.

સબજપરી—શોક શું કરો પ્યાર મારા, દીલગીર થાઓ નહી
મારા વાહાલા—ટેક.
કરૂં દાસી કાલાવાલા, અમસથા સીદ કરો ચાલા—શોક.
જવાદો વાત જવાની, તદબીર કરો અહીં રેહેવાની—શોક.
પ્યારા મારા દીલના જાની, ઇશકનું તું પાણી પાની—
શોક.
રેહેવાસી છોજી કહે દેશ, જોબનછે કંઇ બાલવેસ—શોક.

મુબારકનામ ખુશી થાઉ કેસ, ખરેખાતતો થયો ઉન્નેશ--
શોક.

એજ રાગે.

શાહજાદો—શુધ બુધ ગઇ મારી સાન, વતન મારૂંછે હીંદુસ્તા
ન—શોક.

કુંવર રાયનો નામ ગુલફામ, દશા તેની થઇછે આમ—
શોક.

તું નારી કોણછે શીજાત, સમજ પાડની મને તે વાત-શોક.

ઈશ્વર આજ્ઞા બોલ ખરેખાત, પાંખો શેની અજાએબ
વાત—શોક.

એજ રાગે.

સબજપરી—પરીની જાતછે અમારી, ઉડવાને પાંખછે સારી-શોક.

અકલ ખસી ગઇછે તારી, વીચાર શું કરેછે ભારી-શોક.

નત્ય ગાએનનું કામ સારૂં, ઇંદર દરબારમાં વારૂ—શોક.

સબજપરી નામ પ્યારૂં, નસીબ ઉગડું છે કંઇ તારૂં-શોક.

શાહજાદો—વારૂં હશે ઠીક બહુ સારૂં, તારી પાસે કેમ આવ્યો
વારૂં—શોક.

ડગો થયો એમ વીચારૂં, સંદેહ મારા મનમા ધારૂં-શોક.

સબજપરી—તારાપર હું આશક થઇ, ગતી મારી બેહાલજ ર
હી—શોક.

કાલાદેવને સમજાવ્યો જઇ, તેડી તમને લાવ્યો એ અ
હીં—શોક.

( કંગનવા મોરાકગ્સે સરકગયોરે. ) એ રાગે.

સબજપરી—પ્યારા પીયુજી પ્રેમ રસનું પીવાડોની પાણીરે;

હું થઇસ તારી રાણી. તું સમજ મારા જાની—ટેક.

તું રેની મારે ઘરરે, ફીદાછે મારૂં સરરે,

છોજી પ્રાણથી પ્યાર—સાચું માનોની લાલા,

કરૂંછું કાલાવાલા વાહાલા શોક મ કરોરે—પ્યારા.

શાહજાદો—તું લુચ્ચીને ઠગારીરે, અરે એ બેહયા નારીરે;
હરણ કરી મંગાવ્યો—બે અકલ તેં ફસાવ્યો;
દુર રહે મને સતાવ્યો લાવ્યો તે ગયો કહીંરે-પ્યારા.
તું જાતનીછે પરીરે, બંદા દુનીઆના ધણીરે;
તું કરતા સારી નારી—મારે ઘેર મારી પ્યારી,
તુંતો વ્યભીચારી ભારી મને પડસેરે—પ્યારા.
સબજપરી—વાઉવા અકલના આંછોરે, શેખીની કરો વાતોરે;
દીવાની થઈ હું તું પર—આદમી શું કરે નજર,
માથુ પટકે જમીનપર તનપર પરી મલેરે—પ્યારા.
તું પટ પટારો છોડરે, હસીને વેણ બોલરે
નહીતો પસ્તાસે બહુ—અતીઅંત દુઃખ દઊં,
તીરસ્કાર કરી લઊં મઉ વીચાર નહીરે—પ્યારા.

( ગઇ એક બે એકનો હવાપલટ ) એ રાગે.

શાહજાદો—પ્યારી ગુસ્સે થાઓ નહી, ઘર છોડયાથી મને લાગેછે;
ઘર છોડયાથી મને લાગેછે-ઘર છોડયાથી મને લાગેછે-ટેક.
પણ અરજ મારી એટલી—અંગીકાર કરો તેટલી;
કહુ નજીવાના જેટલી, કોલ આપીને સ્વીકારોની—પ્યારી.
સબજપરી—ખુરબાન આ જીવ તુંજપર, પ્રીતમ આ મારૂં સરઃ
મારૂં તારૂં દીલબર બે વચન હોંસે હુંતો આપુંછું-પ્યારી.

( સબ્જપરી શાહજાદાને વચન આપેછે. )

એજ રાગે.

શાહજાદો—માધુરી તુંછે આફીનદાર, બરેખાત પરીઓની સરદાર;
બતલાવ ઈંદર સભાના બાહાર, જોવાની હોંસ મને બહુછે—પ્યારી.

ગઝલ.

( રસીલી તારી સુરત દેખી ઘાયલ થયુંછે મનડું મારૂં. ) એ રાગે.

સબજપરી—પ્રીતમ પ્યારા ફરી નહી બોલતા, ફોકટ જીવ કંઈ જશે તમારો;
જાપતો અતીશે ઈંદર રાજાનો, દેવકર પીણછે મનમાં વીચારો—ટેક.
જાપતો અતીશે મુકયોછે ભારી, ડાંગા દેવોની ચોકીછે ભારી;
જરા રાજાને મલેજ બારી, જો પકડાયતો દુઃખ થાય ભારી—પ્રીતમ.

એજ રાગે.

શાહજાદો—માનું નહી હું વાત તારી, પ્યારી મુજને ઉડાવે ભારી;
વાત સઘલી સમજો સારી, શાબાસ તદબીર જોઇ મે તારી—પ્રીતમ.
હું ધારૂં છું મનમા એવું, કોઈ સાથ બુરૂ કામ કરશે તું કેવું;
ફકડ દેવનું નામ તારે લેવું, તે થકી મુજને આમ ઉડાવે—પ્રીતમ.

(ઘરસે ઇહાં કોણ ખુદાકે લીએ લાયા મુજકુ.) એ રાગે.

સબજપરી—જાની મારા તમે વીચારીને વાત કરો,
ખોટા ખોટા બુરાઓ મનમાં તમે નહી ધરો;
દેવથી નીચ કામ કરવું હતું જો મારે,
રંજ કરી એંચી બોલાવત શું કામ તારે;
તુજપર ઓવારૂં દેવ મારા તે દાસછે,
શું જાની તમે સમજો, ખોટી ખોટી વાતછે.
શાહજાદો—હશે તારે મને કેમ લઈ જાતી નથી,
અરજ ગુજારૂ હું કયારનો તમને મથી;
ઈંદર સભા જોવી, નાચ રંગ રાગમાં,
કીસમત મારૂં કયારે! દાવ આવ્યો હાથમાં;
લઈ જાજો પ્યારી કાલાવાલા બહુ કરૂં,
ના કેશેતો પ્યારી જીવથી આખર મરૂં.

સબજપરી—જેર માનો નહી સાર થશે નહી જાની,
ખુલ્લુ સમજાવતા વાત મારી નહી માની;
ચાલો તેડી જાઉં, પણ બોલતા ચાલતા નહી,
ગમે તેવી મજા જોઇ, મુખ મલકાવતા નહી.
( સબજપરી હાથ પકડીને લઇ જાયછે. )

—o:o—

## અંક બીજો. પરવેશ પેહેલો.

( ઇંદરની દરબાર ભરાઇછે ત્યાં સબજપરી શાહજાદાને લઇ ખુણામાં છુપાવી બેસાડેછે ને ગાયછે. )

( જુવો પેલી ચંપેલી ) એ રાગે.

સબજપરી—થઇછે ખુશાલી આણંદની હેલી,
મલ્યા કામદારો સભા થઇ ભેલી;
થાઠ માઠ ન્યાલ્યો કેવી કંઇ મચેલી,
હું તો હોંસે આવી અંહીં, છંઉ છંઉ છંઉ.
છુમ છુમ છુમ, ગુગર કંઇ વાજે,
સારંગી સીતાર કંઇ નરઘાનો થાયે નાદે;
થઇ થઇ થઇ થઇ આણંદ મનને લાગે,
ખુશબકતીની વાત શી કહું કહું કહું.
( થઇ કેવીરે વફાદારી. ) એ રાગે.

સબજપરી—મને ઉમંગ આવ્યો ભારી, જાગી રાત હું તો સારી—
ટેક
સખી સાહેલી સાથે આવીછે, સાથેછે ઉસ્તાદ;
આનંદીછે દરબાર, દેવદેદાર, સભા સુખીઆરી—મને.
જોબન મારૂં કરે ઉછાળા, દીલદાર પ્રીતમગાર;
આ વસંત રૂતુના બાહાર, ગજરા ફુલહાર, ચુટે ફુલ મા
લી—મને.

દીલ ધડકેછે, કાયા કંપેછે, ઓચીંતું એમ કેમ થાયે;
રજા આપો ઇંદર માહારાજ, ઝલકેછે તાજ, કરો સુખી
આરી—ગને.

( લાલદેવ ગુસ્સામાં ઉઠી પગ અફાલી ચોતરફ ફરીને જુવેછે પણ કંઇ જણાતું નથી પણ માણસની વાસ આવેછે તેથી રાજાકને પગ ધોકી ધુટણીએ બેશી અરજ કરેછે. )

( નકર લાલદેવ ઇસતરાકે કલામ. ) એ રાગે.

લાલદેવ—માહારાજ દરબારમાં આવે બહુ વાસ,
આદમી કોઇ આવ્યો, સભા અંદર ખાસ;
સંતાયોછે કંયા ? તે જણાતો નથી,
બહુ સોરમ આવે, બોલું હુંમથી.

( કામણ દીસેછે અલબેલા તારી આંખમાંરે. ) એ રાગે.

સબજપરી—એશુંવદે લાલદેવ, આ સભાના બાહારમાંરે
સભાના બાહારમાંરે, રેહેજે ભારમારે—ટેક.
ચાડી ચુગલી હમેશ કરેછે, ઉતુતુતુ માથે ધરેછે;
ઇશ્વર ખાતર નહી દરેછે, કરી વીચારમાંરે—એશું.
નીચ તુંછે હરામખોર, મુજ હાથે આવજે તું ચોર;
બતાવીસ હું જોર, તોર જરાવારમારે—એશું.

ઇંદર રાજા—( ગુસ્સામાં લાલદેવને પુછેછે. )

રોલાવૃત.

શું બકેછે દેવ, ટેવ તનેછે નઠારી;
પરીથી કરે પંચાત, આ સભામાં ભારી.
કહીદે સાચી વાત, પંચાત ખોટી છોડ;
આદમીનું શું કામ, આમ તું સાચું બોલ.
ઝટ પકડીને લાવ, આવતું મારી પાસે;
દીલ મારૂ બેકરાર, જીવ મારો થયો ઉદાસે.

(નક્ર લાલદેવ ઇસ્તિરાંકે કલામ.) એ રાગે.

લાલદેવ—અરે નફ્ટ નીરલજ આવ્યો અહીં કેમ;
સાચે સાચુ બોલ એહા ગોધિમ.
કહીદે ખરૂં—તેડી લાવ્યુંછે કોણ;
કેહેવાયછે કે આદમ જાતછે મોમ.
પરીપર આશક થયો કમબખ્ત;
આજ સ્વાદ ચખાડે રાજા સખ્ત.

(લાલદેવ શાહજાદાને ખેંચી રાજા ઇંદર પાસે
લાવેછે અને અરજ કરેછે.)

એજ રાગે.

લાલદેવ—પકડી ચંડાલ લાવ્યો હું દરબારમાં;
પરીનો પ્યારો એછે ઘરબારમાં.
હુકમ આપનો મેં બજાવીઓ;
મારી માર આદમ તેડી લાવ્યો.
મુજીને સખત શીક્ષા કીજીએ;
હરામખોરોપર દયા નહી લીજીએ.

(ઇંદર રાજા શાહજાદાને સભામાં આવવાનું કારણ પુછેછે.)

(ઘરસે ઇયાં કોણ ઓદાકે લીએ લાયા મુજકુ.) એ રાગે.

ઇંદર—અલ્યા મનુષ્ય તું સભા મારીમાં આવ્યો:
શું નામ ધરાવે, કોને તને તેડાવ્યો.
સુખી થવું હોયતો—સાચી હકીકત જણાવ;
નહીતો ભોગ સમજજે, નીસ્ચે જાસે પ્રાણ.
શરમ આવી નહી તુંને, આવતાં દરબારે;
ભંગાણ કરી તેં સભા, શું તું વીચારે.

(શાહજાદો રાજા ઇંદરને અરજ કરેછે.)

ઓખા હરણના રાગે.

શાહુજાદો—અપરાધી છઉ રાજા તમારો, વાત કહુંછું તે મારી સ્વીકારો.

મને તેડી લાવી પેલી પરી, સબજ બેઠીછે તે જાણો ખરી.
માફ કરો રાજા ધીરાજ, ગુનો મહારો નથી ઇંદ્ર માહારાજ.
આશક થઈ મને ઘેર છોડાવ્યું, મારૂં સરવસ ખુબ કરાવ્યું.
સાંભલ્યું છો આપ અદલ ઇનસાફી, મેહેર કરી મને બક્ષો માફી.

(રાજા ઇંદર સબ્જ પરીને બોલાવીને તેને ઠપકો આપેછે.)

(માર મુવા મારરે.) એ રાગે.

ઇંદર—આવ આવ ઓ સબ્જપરી, લુચી ઠગારી ખરી—ટેક.
અવીચારી બેહયા, બહુ વ્યભીચારી,
થુઃ તારી જાત તેં બગાડી—લુચ્ચી.
આદમપર મોહી, સુંત્ર તારી ખોઈ,
મોઈ તું બેશરમ થતી નારી—લુચી.
દુરજા અહીંથી, કર તારૂં કાલું,
બતાવ નહી શીકલ તારી—લુચી.

(સબ્જપરી જાયછે.)

બાવણી.

(ચાલો જઈએ દરશણ કરવા.) એ રાગે.

ઇંદર—લાલદેવ મારા રંગીલા, પકડો તમે એ આદમીને;
અંધારામાં કેદ કરોની, આપણા કોટની સફીલ.
અધ્ધર રાખો કુવા ઉપર, સબજ પરીને દુર કરો;
રંગમાં ભંગ કીધો એ રાંડે, બલ્યો એ કરતી મુજરો.

——:o:——

## પરવેશ બીજો. ( રસ્તો. )

( જોગણ ગાયછે અને કાલો દેવ ખુણામાં ઉભો રહી સાંભળેછે. )

ગજલ.

( ગઇ એક બે એકનો હવા પલટ. ) એ રાગે.

સબજપરી—દીલદાર દરશણ દો મને, જોગણ બની હું કારમી;
કયાં જાઊં ઢુંઢું હું તમને, નીકલીછઊં સવારની—ટેક.
તમ માટે ભભુત લગાવીછે, ખબર કોઇએ બતાવીછે;
તેથી અહીં એકલી આવીછે, જગકરતા થઈ જાવો પાં
સરા—દીલદાર.
પગે કાંટા વાગે કારમાં, મારૂં જોબન જાએ બાહારમાં;
રાખચોલી ફરૂં સવારમાં, જાની જલદી મલો જુગતીએ-
દીલદાર.
ચેરો મારો ચુંથાઈ ગયો, ત્યાગ પ્રીતમનો વીયોગસહયો;
દુષ્ટ દેવ દુસ્મન તું થયો, કરપીણે વીખુતા પાડીઆ—
દીલદાર.

મરસીયો.

( થયો સીતમ થયો સીતમ. ) એ રાગે.

સબજપરી—લોખબર લોખબર, દુઃએછે મારૂં બહુ સર;
આવેછે મને તમર, વીઓગે દુઃખીઆરીછું—ટેક.
દીલદાર દીલદાર—આવી અમૃત ચખાડ;
દાસીમાને બહુ બહુ પાડ, હું અહીં બહુ રીબાઉછું—લો.
બાવરી બની હું ફરૂં, ધીરજ કેટલી ધરૂં;
જાની આપઘાત કરૂં, મરવા હું તૈયારછું—લો.

——o:o——

## પરવેશ તરીજો. ( ઈંદરની દરબાર. )

( કાલો દેવ ઇંદર રાજા આગલ જોગણના વખાણ કરેછે. )

( કહું કયા કુલકકા સતાયા હુંગ ) એ રાગે.

કાલોદેવ—માહારાજા ખુશીની ખબર લાવીઓ;
આપ માટે હું તો અહીઆં આવીઓ—ટેક.
જોગણ અભધુત એક મેં દીઠી;
રાગદારી સારી, વાણી લાગે મીઠી—માહારાજા.
ભભુત લગાવી, પણછે માધુરી;
ગાએન કળામાં છે બહું સુરી—માહારાજા.
ચતુરનાર એ, કરે બહુ ચાતુરી;
નાચ કળામાં જણાય પુરી—માહારાજા.

( ઇંદર રાજા આશ્ચર્ય થઈને જોગણને બોલાવવાનો કાલાદેવને હુકમ કરેછે. )

( બદલ ગયો નેણારે. ) એ રાગે.

ઇંદર—જલદી તેડી લાવોરે, જલદી તેડી લાવોરે;
જોગણ બોલાવો, જોગણ બોલાવો—ટેક.
સાખી—જટપટ દેવ જઈ કરી, લાવોની દરબાર;
ગમત એની સાંભલું, હશે ખુબીદાર—જલદી.
સાખી—સોખીન છઊ હું રાગનો, વલી તે સાથે નાચ;
સમજાવી તેડી લાવની, ખુબી મારી કંઈ વાંચ—જલદી.

—0:0:0—

## પરવેશ ચોથો. ( જંગલનો રસ્તો. )

( કાલોદેવ જોગણને દરબારમાં તેડી લાવવાને સમજાવેછે. )

( અરે લાલદેવ ઈસતરાંકે કલામ. ) એ રાગે.

કાલોદેવ—અભભુત દીસે સ્વરૂપ કારમી કાયા,

જગકરતાની કંઈ અજબ દીસે માયા.
જોગણ તમને કરે યાદ ઈંદર માહારાજા,
મળવાને આતુર ઘણા ફુંક્યા વાજા.
ગાએનનો શોખી રાજા અમારો બહું,
દળદર ફીટસે તમારૂં હવે સઉ.
સખીદીલ રાયનું જે માગશો તે આપે,
ન્યાલ કરી નાખશે, લ્હેરી પરતાપે.
( જોગણ કાલાદેવને જવાબ આપેછે. )

ભૈરવીની ગજલ.

જોગણ—ઈંદર સાથે શું કામછે, જા હું તો નહીં આવું;
જા હું તો નહી આવું, જા હું તો નહી આવું—ટેક.
ફકીરને પરવા સીછે, એ હબસી દેવ;
ખુસામતખોર દુરથા, બળી તારી ટેવ—ઇંદર.
ઉમેદ મારેછે નહી, ઘેર બહુછે ખજાનો;
ભોગીને હોય મોજ મજા, ફકીરને સાનો—ઈંદર.
એર પણ હરકત શીછે, ચાલ હું આવું;
પરવા મારે છે નહી, પણ નાચું ને ગાઉં—ઈંદર.

——o:0:o——

## પરવેશ પાંચમો. ( ઈંદરની દરબાર. )

( કાલોદેવ જોગણને સભામાં લઈને આવેછે અને
રાજા ઈંદરને અરજ [કરેછે. )

( ઘરસે ઈહાં કોણ ખોદાકે લીએ. ) એ રાગે.

**કાલોદેવ**—માહારાજા ધીરાજ નીઘા કરો, જોગણ આવીછે;
બ્યાબાનમાં રખડતીતી, મારે મનભાવીછે.
જલદી તેડી લાવ્યો, હું તો તમારીકને;
રાગમાં ગુલતાન કરે, પસન કરે બહુ મને.

રાગ તાન સુર, હરેક રીતના એ ગાએછે;
અદાન્યાલી માહારાજ, ખુશી સઉ થાયછે.

( રાજા ઇંદર જોગણને કહેછે. )

( મારી ગઈઆ લચક લચક. ) એ રાગે.

ઈંદર—જોગણ તમે તેજસ્વી દીશોછો કંઈ ભારી;
ધારી—સારી સુરત, દીશેછે મુરત જુરત રાગદારી—ટેક.
પ્યાર તમારો કોની સાથે, ફકીર મઉલાછે કુંઇ માથે;
નથી કોઈ પણ સંગાથે—જોગણ.
કયાંથી આવ્યા, કયાં જાવોછો, શું ઉમેદ મનમાં ચાહોછો;
કહી રાહ તમે સાહોછો—જોગણ.

( તારી પ્રીતની લ્હે મને લાગી. ) એ રાગે.

જોગણ—હાલત પુછો નહી રાજા મારી, પ્રીતમ જુદાઈ જખમ કારી—ટેક.
ખોલ કરૂં હું, જંગલે જંગલ;
મંગલ થાય જાણી હુંવારી—હાલત.
રાગ સંભલાવું, ખુશીથી ગાણી;
થાઉ ઉમેદ વારી—હાલત.
જેવું તેવું લ્હેરી ગાએન;
ગાણી તેલાની સ્વીકારી—હાલત.

( પીયુંકે ચીત્રબન પ્રીતમ પ્યારે. ) એ રાગે.

જોગણ—પ્યારા પતી તગે કયાંરે ગયાછો, દીલ મારૂં બહું ગભરા યેરે—ટેક.
ભટકી ભટકી ખોજ કીધી, પણ પતો મલે નહી તારોરે;
પ્રીતમ તમે વેગે આવી મલોની, દાસીને આપોની દીલા સોરે—પ્યારા.
તન બદન પર રાખો ચોલીછે, વેરાગણ વેસધારીરે;

હાલ આવીને જુવોની મારા, ન્યારો તમારી પ્યારીરે—
પ્યારા.

(રાજા ખુશી થઇ જોગણને પાનનું બીડું આપેછે
પણ લેતી નથી અને ગાયછે.)

એજ રાગે.

જોગણ—પાન પટીયાને શું કરૂં રાજા, કાથ ચુનાને પ્રીત સારીરે;
બતરીસજણ કરપીણ થઇ મસલે, પણ રંગ ઉડે ભારીરે-
પ્યારા.

માટે એ મારે નહી જોઇએ, ફકીરને નહી સોભેરે;
જીગર મારો જલી જાયછે, આવી નથી પાનને લોભેરે—
પ્યારા.

(રાજા હાર આપેછે તે પણ લેતી નથી અને ગાયછે.)

પદ.

(ધન્ય ધન્ય ધનકોર સારી ચાલ કાહાડી.) એ રાગે.

જોગણ—માફ કરો માહારાજ, થઇછે મેહરબાની;
ઉપકાર માનું છું, હાર નહી લેવાની—ટેક.
મુકતા ફળ લઇ શું કરૂં, અમે શાધુ બાવા;
કંઠમાં બીગાજે નહી, હાથે અમારે માળા—માફ.
પ્રીતમના વીયોગ તેથી, દીલમાંછે અંગારા;
કયારે મળશે પ્રાણજીવન, શાહજાદા પ્યારા—માફ.

(રાજા રૂમાલ આપેછે તે પણ લેતી નથી અને ગાયછે.)

એજ રાગે.

જોગણ—રૂમાલ લઈ શું કરૂં, ફકીરને નહી છાજે;
ભગવા વસ્ત્ર જુવો રાજા, અમપર બીરાજે—માફ.
તે કરતા મેહેરબાની હોયતો, વચન મને આપો;
મીથ્યા વચન જાય નહી, કષ્ટ મારૂં કાપો—માફ.

( રાજાએ વચન આપ્યું, અને જોગણે શાહજાદાને
માટે અરજ કરી. )

( હમકુ છાંડ ચલે બન માધુ. ) એ રાગે.

જોગણ—મને માહારો શાહજાદો આપો, આપી કષ્ટ મારૂં કાપોરે-
ટેક.

( જોગણનો પોશાક કાહાડી નાખેછે. )

હમેશનો એ દીલદાર મારો, રીબાયછે રાજાજીરે;
મેહેર લ્હેર લાવી સ્વાધીન કરોની, અરજ મારી ઉરલા
વોરે—મને.
વાર હવે લગાડો નહીરે રાજાજી, મુજ પ્રીતમ બોલાવોરે;
વચન મીથ્યા નથીરે જવાનું, લ્હેરી ધાર્યું થવાનુંરે-મને.

( લાલદેવ પછાડા મારેછે, અને રાજા લાલદેવને કહેછે. )

( અરે લાલદેવ ઇસતરાંકે કલાગ. ) એ રાગે.

ઈંદર—લાલદેવ દગો થયો અહીંઆજ, જોગણે મારી લીધીછે લાજ;
ખરેખાત સબ્જપરી દગલબાજ, જાદુ કરી છેતર્યો નક્રી
કરી વાજ;
માટે જલદી જઈ શાહજાદાને લાવ, હવાલે કરની અને લઇ આવ;
આપીએ નહીતો બેવચન કેહેવાય, જગતમાં આપણી હાંસીરે થાય.

( લાલદેવ શાહજાદાને લઇને આવેછે અને શાહજાદો સબ્જપરીને
ભેટેછે અને પોત પોતાની જુદાઇનો હેવાલ કહેછે. )

( પીલદારૂડી. ) એ રાગે.

સબજપરી—પ્રીતમ પ્યારા પાછા મલ્યા, પરમેશ્વરનો પાડ;
પરમેશ્વરનો પાડ, પ્યારા પરમેશ્વરનો પાડ—ટેક.
શાહજાદો—કેસ કેમ ઉડે દીલ, દીસે રાખોડી;
હાય આતે શું થયું, ફીક્રીછે જોડી--પરમેશ્વર.
સબજપરી—થવાનું તે થઇ ગયું, કરવો નહી ગમ;
મારી તારી દુર દશા, એર ગઈ પ્રીતમ—પરમેશ્વર.

શાહજાદો—રાજા ગુસ્સે બહુ થયાતા, મનાયા પ્યારા કેમ;
 પ્રથમ મને તે જણાવો, પુછું તમને એમ—પરમેશ્વર.
સબજપરી—જોગણ જુગતીએ હું બની, રાજા કીધો ગુલતાન;
 વચન તેનું લઇ કરી, થઇ પછી મરતાન—પરમેશ્વર.
શાહજાદો—તાલ તેતો ઠીક કીધો, ઓ સબ્જપરી;
 પ્રાણ પ્યારી ઠીક બારી, હીકમત ખુબ ધરી—પરમેશ્વર.
સબજપરી—દુસ્મન દેવ દુર થયા, કાળા મોડાના;
 સ્વતંત્ર રહીશું આપણ, લગન કરવાના—પરમેશ્વર.
(ઈંદર રાજા બનેનો હસ્ત મેલાપ કરેછે અને સઘલી પરીઓ સાથે ગાયછે.)

(દર હાલે ચાસ દીલમાં નોધાલો.) એ રાગે.

બધાઓ—મલ્યાછે પ્રીતમને પ્યારી,
 સબ્જપરી શાહજાદો,
 જુગતે જુગતી બની વાત,
 સજ્જન જુવો ખરેખાત, (બે વખત.)
 આ પ્યારની નીશાની—ટેક.
 મુબારક આપીએ અમે સઉ,
 અવીચળ જોડું રેહેજો,
 ધનધનછે ઈંદર માહારાજ,
 આપ કરોછો આવા કાજ. (બે વખત.)
 આ પ્યારની નીશાની—મલ્યા.
 હાસ્ય રસનો આપ્યો ચીતાર,
 સજ્જન વાંચનાર વીચાર,
 સમજી મનમાં કરજો ખ્યાલ,
 લહેરી રીજવે એટલું હાલ, (બે વખત.)
 આ પ્યારની નીશાની—મલ્યા.

રચનાર
**રા. રા. અમરતલાલ નારણદાશ લહેરી.**

# સુદામાં નાટકની અંદર આવેલા ગાયનો.

---0:0---

## રચનાર. રા. રા. ભાઈશંકર નાનાભાઈ

---0:0---

મંગળાચરણ.

આખી મંડલી—પ્રભુજી દીનપર દયા કરો,
પ્રભુજી અન્ન વિના ન રાખો કોઈ કુટુંબને.
ન કદિ કોને પિડિત થવા દ્યો પ્રભુજી,
તમે દીનપર દયા કરો.
દાંત આપો તેને ખાવા આપી દુઃખ કાપો,
તોય અધિરા થઈ વિનતી કરીએ.
પ્રભુજી દિનપર દયા કરો.

---

શાર્દૂલવિક્રીડિતમ.

વિદુષક—લાડુ ઘેબર ઢોકળાં દહિં વડી ખાંજાં જલેબિ કઢી,
ઉનોકૂર કમોદનો ઝટ કરો ખાઈ હું કાઢું હઠી;
મંમં જો ન મળેજ એવું મુજને-જાવું હું ઝટ સાસરે,
મન ગમતાં મિષ્ટાન્ન માલ મલીદા મારૂં ખાઈ ખાસડે.

---0:0---

ભીલો—કાપને કોઢે આમશું હાંકે, હાંકતા ઢીલા થાયરે,
હોરે મોગલા, ભલુ ભજાડયું નામને.
ઢેબરાં ચાવ્યાં ચઉદને હાથે, ડુંગળી ડચકાં બારરે,
હોરે હોમલા, તેનું ચઢયું હુર તુજને.

છાશ ઘેંશ ઉકાળેલી ઝાડી, દાથરીઓ દહ વીહરે,
હોરે પોમલા, તો એવ ગોવે શું મુજને.
જારનો જુગતે પુંખમેં શેરયો, મહળયો મારે હાથરે,
હોરે હોમલા, આજો ઉડયા ફોલ્લા મને.

——o:o:o——

## રૂષિપત્નિ પોતાના સ્વામી સાંદીપની આગળ પોતાના બાળકના વીયોગથી શોક કરેછે.

( સિતાજીના મહીનાનો રાગ. )

રૂષિપત્નિ—સ્વામી શું કરૂં ધનને ધાગ, બાલકવણ બાળ્યું બધું,
મારી કલેજું બળી ગઈ કાય, એથી દુઃખ શું વધુ ?
રૂડાં બાળક રમતાં જોઉં, પાડોશણ પાસ હું,
તર્ત યાદ આવે મારો તંન, ઉભી હું બળી મરૂં.
( રડીને ) એથી મરણ ભલું માગ નાથ, બાળીયું મારૂં જીવવું,
જાણું જઈ પડું સાગર માહય, બાળકડાને જઈ મલું.
માટે કૃષ્ણની પાસે આપ, માનીને મારૂં કહયું,
માગો બાળક માગ નાથ, સંકટ ન જાય સહયું.
( હાથ જોડીને ) હું કરગરી વાર હજાર, વ્હાલા મારી વિનતી,
કરૂણા કરીને ધરજો કાન, રાખીને રૂડી મતી.

——:o:——

## રૂષિપત્નિ, સાંદીપની, કૃષ્ણ, બળદેવ એ બધાઓ સાથે ગાયછે.

લાવણી.

ધરી હામ કરીઆ કામ, રાખીયું નામ કૃષ્ણ સુખદાતા,
તુજ કૃપા થકી એ કારણ, થઇ સુખ સાતા;
નિજ ગુરૂ તણી આ સેવ, કીધી તતખેવ, કરે જે દેવ,
તેવી તેં કીધી,

કરી ગુરૂ ઘણા પ્રસન્ન, સાધીછે સિદ્ધિ;
રહ્યા સુખી સમર્થ એ ભ્રાત, કરી આ વાત, થઈ વિખ્યાત, જગત બાંધામરે

તુજ સમો નહી કોઈ વીર વસ્યો વસુંધાગાં;
ગ્રહી તમતણો ઉપકાર, જેનો નહીં પાર, અમે આ વાર, કરગરી કહીએ,
રહો નવે ખંડમાં નામ આશિશ દઈએ.

---

## સુદામા તથા સુશીલા મહાવીલાપ કરી ઇશ્વરની પ્રાર્થના કરેછે.

વ્હારે વળજોરે વિઠલા, હરિ હવે હદ થઈ દીનાનાથ;
સાહય કરોનેરે શાંમળા, વિનતી કરીએ જોડી હાથ—વ્હારે.
અન્ન વિના તોરે એ પ્રભુજી, જીવન જાશે જીવડો જાંણ,
ભુખના દુખથીરે ભૂધરા, થાશે હાણ વળીને ઘાણ—વ્હારે.
ત્રણ દીવસનાંરે ત્રીકમા, છિએ દાતણ ભેર દયાળ,
દુખડાં વેઠાંરે દોહ્યલાં, પ્રભુભણમોતે કરીએ કાળ—વ્હારે.
કોટી ગુન્હા જે હોય અમે કર્યા, એ હરિ માફ કરી માહારાજ.
ઉગરવા માધવરે મોતથી અમને મેળવો આજ અનાજ-વ્હારે.
જગના ભર્તારે ભૂધરા, રાખી અવર તણી નવ આશ,
આશા રાખીરે આપની, કર્ગરી કહે સુદામો દાસ—વ્હારે.

---

## સુશીલાનો પુત્ર મુર્છાંગત થઈ તેણીના ખોળામાં પડેછે તેથી વીલાપ કરેછે.

લલીતછંદ.

કઠણ એ પ્રભૂ આમ શું થયાં, દિલ ધરી નહી કેમરે દયા ?
અરર બાળઆ, બાપડાં હવે, ભુખતણી પિડે કેમરે જીવે ?

દિવસ બેતણી લાંઘરે પણ, નહી મલ્યાં અરે અન્નો કણ,
હૃદય માહરૂં ફાટિજાયછે, દુખડું દેખી આ પ્રાણ જાયછે.
( છોકરાને કોટે વળગીને. )
અરર બાળ આ ભૂખથી અરે, વગર મોતથી રીબાને મરે,
ધિક હું માતની કુખમાં અરે, જનમિ દુખિયાંરે થયાં તમે;
હદ થઇ પ્રભૂ આણ કાળરે, હરિ ન ઉગરે મુજ બાળરે,
નથિ નથી થતું કષ્ટ નાથરે, સહન આ હવે પ્રાણનાથરે.

—o—

## ( સુદામાના છોકરા ગાયછે. )

૫૬.

પ્રભુ ભવસાગર પાર ઉતારો, હરિ હાથ ગ્રહીને અમારો-પ્રભુ-ટેક.
વૈકુંઠવાસી, ઓ અવિનાશી, સંકટ સર્વે નીવારો;
આધિ વ્યાધિ ઉપાધિ ટાળી, પાપના પુંજ વિદારો—પ્રભુ.
સૃષ્ટીનાં સહુ સુખનાં સાધન, સ્નેહેતું સૃજનારો;
જગતમાં લિલા લેહેર થવાતું, વરસાદ વરસાવનારો—પ્રભુ.
સુખ દુઃખમાં અવિનાશી અમને, આધાર સર્વે તારો;
કર જોડી હરિ કરગરી કહીએ, દારૂણ દુઃખથી ઉગારો—પ્રભુ.

—o:o—

## ( રાગ વણઝારાનો. )

સુશીલા—સંકટ સેહેવું આ કયાં સુધી સ્વામિ નાથરે,
જુવો વિચારી વ્હાલા આપ કહું જોડી હાથરે;
સુદામા—દુઃખઆ દોહયલાં વેઠવાં પ્રિયા પ્યારીરે,
સૃજયાં હશે આ ભવ માહય સહો ધીરધારીરે; ૧
સુશીલા—વસ્ત્ર પખાલ્યાં મેં પારકાં સ્વામીનાથરે,
ભિક્ષા માગી મેં ભટકી નાથ કહું જોડી હાથરે;

સુદામા—દુકૃતવણુ એ દોહયલાં પ્રિયા પ્યારીરે,
નાવ દુર દશાના દીન રહો ધીર ધારીરે. ૨
સુશીલા—હવે અન્ન મલે નવ આટલું સ્વામી નાથરે,
ભિક્ષા માંગી મને તલબાર કહું જોડી હાથરે;
સુદામા—ભુખ્યાંને ભોજન ન આપ્યાં હશે પ્રીયા પ્યારી,
ત્યારે આરોગીએ ક્યાંથી અન, રહો ધીરધારીરે. ૩
સુશીલા—નાત જાતમાં જો કદી સ્વામી નાથરે,
વાયે ઉડી જાશે વાત કહું જોડી હાથરે;
તોતો તોલ તમારા ઘર તણો સ્વામી નાથરે,
થશે ઘેર ઘેર વાતને ઘાટ કહું જોડી હાથરે. ૪
છૈયાં છોરૂં કો નહીં વરે સ્વામી નાથરે,
ન આપે ન લે કન્યાય કહું જોડી હાથરે;
માટે ગૃહસ્થા શ્રીમની રીતને સ્વામી નાથરે,
ગ્રહી માનો મારી વાત કહું જોડી હાથરે. ૫

—o:o:o—

## રાગ ઓખા હરણ.

સુદામા—આતે ઈંદ્ર પુરી કે સ્વર્ગ, નહીં દીન્ધુના ભિક વર્ગ;
કંચનમય આ ઊંચા અવાસ, નહીં દીસે દરિદ્રિનો વાસ
માર્ગ સ્ફાટીકનાછે કરેલા, જાણે માતીએ ચોક પુરેલા;
ચળકે કનક સમો આકોટ, દીસે ગીરિ સિદ્ધોની ઓટ.
આવી સ્વર્ગ પુરીનો તું સ્વામી, કૃષ્ણ તારે નહીં કંઈ
ખામી
મારેતો રેહેવાને ઝુંપડી, કરમાં જેષ્ટીકાને તુમડી.
મારા પગમાં મળે નહી જોડા, તારા કિંકર કુદાવેછે ઘોડા;
મારે પેહેરવા નહી પટકુળ, તું તો પાળેયાદવનું કુળ.
ઉભાં હશે અનુચર દ્વારે, વેશઆ જોઇ ધક્કે મારે;
મારી ખબર કોણ જઇ કેહેશે, જોઇ દુર્બળ ન પેસવાદેસે;

દુઃખ સરજ્યાં હશે આપડવાં, અહીં આવી હવે શાં ડરવાં;
મિત્ર કૃષ્ણછે દીન દયાળ, તે શું લેશે ન મારી સંભાલ.

—:o:—

ગરબી.

રાણીઓ—પ્રિતમ તારી પ્રિતડીવણ અમે કયમ કરી અહીં રહીએ;
મન મોહન તારૂં મન ન હોયતો મહીઆરીએ જઈ રહીએ;
મનનો મેલ મુકી કોહો, કર્યો હોય વાંક અમેતો;
વાલમજી કાંઇ તમારો, વગોવો ન જનમારો. ૧
કૃષ્ણ—અરે પ્યારી કામણગારી, કેવી કરોછો વાત;
મોહ પમાડી થાય ઠગારી, નારી તમારી જાત;
થઇને કાલાં ઘેલાં, એવાંછો મનમાં મેલાં,
દીઠા મહિઆરિઆં સેહેલા, પધારો વ્હેલાં વ્હેલાં. ૨
વિદુષક—પ્રથમ પ્રિતમ પ્રિત બાંધીશું, છળ કરીછે તરવા,
જાન જોડી વરણાગીઆ થઇને, શું દોડયાતા વરવા;
કાંન્ડ કામણગારા, બળયા આ ઢંગ તમારા,
કરીને ઢોંગ ધુતારા, ઠગો શું થઇ નઠારા. ૩
રાણીઓ—પ્રાણજીવન પાતળીઓ પ્રિતમ, વાંકાંશું વદીવેણ,
સાથે વીદુષક—વગોવોછો વાટે ઘાટે, વિના લેણને દેણ;
છબીલા એશા ચાળા, થઇ છળ ભેદવાળા,
રાણી—જોઈ લક્ષણ તમારાં, અમે મહીઆર જનારાં. ૪

—o:o—

શ્રી કૃષ્ણ, રૂક્ષ્મણી, સત્યાભામા અને જાંબુવતી
તથા સુદામાં ગાયછે.

( મીરાંનું ) પદ.

તુજબીન મારી કોણ ખબરલે, ગોવરધન ગીરધારીરે—ટેક.
મોર મુકુટ પિતાંબર સોહે, કુંડળકી છબી ન્યારીરે—તુંજબીન.

ભરીસભામેં દ્રોપદીઠારી, રાખી લાજ હમારીરે—તું જાણીન.
હરિવરહે પ્રભુ ગીરધર નાગર, ચરનકમલ બલીહારીરે--તું
જાણીન.

——o——

શ્રી કૃષ્ણ ઊઠેછે અને રાણીઓ વિદાયગીરિનું ગીત ગાયછે.

કરી કૃપા સુદામા આપ, મેહેર કરી મળજો,
અમપર રાખી રૂડો ભાવ, વળી વ્હેલા મળજો--ટેક.
દયા નિધિ તમે દયા કરીને, દર્શન દેજો અમનેરે,
સ્નેહ હમારૂં સમરણ કરીને, કરગરી કહીએ તમને-મેહેર.
સુખ સાતાની ખબર કાવજો, જતન જાતના કરજોરે,
ભીડ પડયેથી ભાઈ અમારાં, દુખડાં હૈયે ધરજો—મેહેર.
અપસમિપે રેહેવા કેરી, વૃત્તિ આપ આદરજોરે,
આપ અમારૂં બોલ્યું ચાલ્યું માફ અમને કરજો—મેહેર.
( બદગયો નયણારે. ) એ રાગે.

આસરા—પરમેશછે ગહન ગતી તારીરે,
જળ ત્યાં સ્થળને સ્થળ જળ થાએ;
છે ગોઠવણી ભારી—ગહન—ટેક.
રંક બને રાય, રાય બને રંક પંડિતની મતિહારી—ગહન
ન્યારા રહીને રચના રચવેછે કૃતિ તારીન્યારી—ગહન.

——o:o——

રાગ કાલીંગડો.

સર્વસાથે—સગપણ સાચું સ્નેહીજમાં, સગપણ, સગપણ.
કૃષ્ણસુદામા, સ્નેહી હતાતો; શમી વિશમ વેદના—સગ. ૧
દયાનીધીએ, દળદર દળવા; ગંદુળ કરી ગણના—સગ. ૨
સ્નેહી સરખાનો, સ્નેહ હતોતો, સંકટ થયું સૌકના-સગ. ૩
દુઃસહ દુઃખમાં, દાઝ જાણતે; કોણ કહો તેવના-સગ. ૪

બિજાબધા વણ, ચલવ્યું ચાલશે, નહી નહી ચાલે એવ
ના—સગ. ૫

મૈત્રી કરોતો, એવીજ કરજો; જીવ ટકે નહી જેવના—
સગ. ૬

આજ સુદામાં, નાટક જોઈ; ગાવ ગુણી ગુણ કૃષ્ણના—
સગ. ૭

જય જય જય, શ્રી કૃષ્ણ જય જય, જયકારી સજજન
ના—સગ. ૮

રચનાર
**રા. રા. ભાઈશંકર નાનાભાઈ.**

# ઓખા હરણનો ગાયનરૂપી ઓપેરા.

—o:o—

ત્રણ અંકમાં.

—o—

## અંક પેહેલો. પરવેશ પેહેલો.

( સ્થલ. રસ્તો. )

( બાણાસુરને ગમગીન ચેહેરે જોઇને કૌભાન્ડ કહેછે. )

( ખલકનારે ઓદા આનંદ. ) એ રાગે.

કૌભાન્ડ—બાણાસુર બળીનાતન, ફીકર ચીંતા શી તારેમન—ટેક.

ઉપકારમાનો ઇશ્વરછે ધન, નમે આવીને સરવેજન—બા
ણાસુર.

અફસોસ શું કરો શીછે માયા ? દુ:ખી શું કામ કરો કા
યા—બાણાસુર.

છત્રપતીછો ચતુર ડાહયા, કેમ જાવોછો તમે વાહયા—બા
ણાસુર.

જણાય શી પીડા તમને, ઉપાય કરીએ ચેન પડે તમને-
બાણાસુર.

એજ રાગે.

બાણાસુર—પ્રધાન સુણો પીડા નથી થઇ, બેચેની સેજ અમસ્તી
થઇ—ટેક.

કૌભાન્ડ સુણજે નથી કંઇ જીવ, સંભારવાછે મારે શી
વ—પ્રધાન.

રાજ સંભાલજો ડાહયા દાનવ, દુ:ખી કોઇ થાય નહી
માનવ—પ્રધાન

ગંગાત્રટે તપ કરવા જાઉં, વરદાન લઇને સુખી હું થ
ઊ—પ્રધાન

( લુસીનીલ ) એ રાગે.

કોભાન્ડ—શું છે તમને ખામી, શું છે તમને ખામી;
બલીયા બાણાસુર કહું, ચર્ણ હું નામી—ટેક.
સોણીતપુરનું રાજ આજ, દુનીઆમાં મશુર;
લેવા તાંકે ઘણા જણા, પણ કાંપેછે અસુર—શું છે.
ગાટે મારા સમ વીચારો, શીવછે તમને સાહે;
પેહેલાદબલીના કુટુંબમાં, તેથી ઇશ તમને ચાહે—શું છે.

( ઇંદર સભાનો રાગ. )

બાણાસુર—ડાહયા દાનવ માનજે, કહુંછું સાચી વાત;
તપ કરવાનું મન મને, થયું ખરેખાત.
ચક્ર વર્તિ રાજ કરૂં, સેસ્ત્ર હાથ લઇ;
એ વીના કોભાન્ડ મને, ચેન પડે નહીં,
તેથી હું તો જાઉંછું, તું રેહેજે સમાધાન,
થોડા દીનમાં આવુંછુ, નક્કી તું તો જાણ.

——o:o——

## પરવેશ બીજો. ( સ્થલ. ગંગાજીનો કીનારો. )

( પોઠીઆ સહીત માહાદેવ, પારવતી આવેછે અને
બાણાસુરને તપ કરતાં જુવેછે. )

ઘોળ.

પારવતી—ભોલા ભોલા મહાદેવજી, આ તપ કરે કોજન;
કોણ નામ શું કામ કરે? કહો મને સાંભળવા મંન—ટેક.
માહાદેવ—પાતાલે બળીને ચાંપીઓ, તેના સુત બાણાસુર;
રાજપાટ છોડી કરી, આવ્યો આટલે દુર.
પારવતી—ભોલા ભોલારે માહાદેવજી, અસુર અમસ્થો આવે નહી,
શંકર કરો શું વીચાર, ચાલો વાર લગાડો નહી;
નથી કંઈ એમા સાર, ભોલા ભોલા માહાદેવજી.

( ઘરસે હીંયા કોણ ઓદાકેલીએ. ) એ રાગે.

માહાદેવ—દયા દરશાવો પારવતી, વીચારો મનમા તગે;
કેમ નમેરા થઈ ગયા, દયા લાવો નહી આ સમે—ટેક.
આપુછું હું વરદાન, એને પુત્ર સમાન વાહાલી;
અન પાણી તજયું એને, બેઠોછે આસનવાળી—દયા.

લાવણી.

( ગોરી ચલી સાસરે કુશીર કપી આનાહે. ) એ રાગે.

પારવતી—સંભુજી તમે વરદાન આપતાં વીચારો,
પેટ ચોળીને શાપ્પ કેમ કરો દુઃખ ભારો;
રાવણને વર આપી કારજ તેનું કીધું,
સતી સીતાને સપડાવી, દુઃખ બહુ દીધું;
ભસ્માસુરને વર આપી, ગયા કેમ ભુલી,
કસરત કરાવી ઠીક, દમી ખુબસુલી;
તે માટે ભોળા તમને, શું અલીસે કહીએ,
દુરીજન દુષ્ટ લોકોથી, દુર ઘણા રહીએ.

એજ રાગે.

માહાદેવ—ઉઠ ઉઠ બાણાસુર જે માગે તે આપું,
બોલીજાની જલદી તું કષ્ટ તારૂં કાપું;
કેમ બોલતો નથી, આંખો ઉગાડી જોની,
જે માગવાની આરત, હોય તે કેહેની.

( બદલ ગયો નેણારે. ) એ રાગે.

બાણાસુર—તપ કરવા મારૂં ભંગરે, તપ કરવા મારૂં ભંગરે;
આવ્યોછે કોઈ, આવ્યોછે કોઈ—ટેક.
છલવાનો નથી કોથી હું, આપછગ રંભા હોય;
દગવાનો હુંતો નથી, શું કામ વેણ ઓય—તપ.

બલીરાયનો બેટડો, બાણાસુર મારૂં નામ;
લ્હેરી તપ કરવા હુતો, આવ્યોછું આધામ - તપ.

એજ રાગે.

માહાદેવ—( બાણાસુરને કહેછે. )
જરા તપાસી જોનીરે, જરા તપાસી જોનીરે;
બળીના સંતાનતું, બળીના સંતાનતું—ટેક.
અદભુત તપ કીધું માટે, આવી મુજને દાજ;
ઉમીઆ સહીત આવીયો, કરવા તારૂં કાજ—જરા.

( બાણાસુર આંખો ઉગાડીને જુવેછે ને શરમીંદા
પડેછે ને પગે પડીને ગાએછે. )

( ઇંદર સભાનો રાગ. )

બાણાસુર—માફ કરજો મહાદેવજી, ભુલ થઇછે આજ;
ઇંદરથી હું બીહીંછુ, ઓ પ્રભુ માહારાજ.
માહાદેવ—ફીકર નહી દીકરા, તુંછે ગણેસ સમાન;
જે જોઇએ તે માંગીલે, કરીને મને જાણ.
રાજપાટ દ્રવ્ય આદી, જે જોઇએ તે કેહે;
તતક્ષણ આપુંછું, જેતું માગસે તેહે.

ભૈરવીની ગજલ.

બાણાસુર—સેહ્સ્ર હાથ મને આપો, સીવજી ભોળીઆ;
સીવજી ભોળીઆ, સંભુજી ઓલીઆ—ટેક.
બીજું મારે જોઇએ નહી, એટલું મને આપો;
ઉમેદ બીજી છે નહી, કષ્ટતો કાપો—સેહ્સ્ર.
એક એક હાથે મુકોની, સેહ્સ્ર હાથનું જોર;
લ્હેરી જોઇએ એ મારે, કે થાય સઘલે સોર—સેહ્સ્ર.

( ઇંદર સભાનો રાગ. )

માહાદેવ—મરજી તારી એમછે તો, થશે સેજ્ઞ હાથ;
ગતલબ તારી એવીછે કે ભીડવી સઉથી બાથ.
સરીરપર વડ મીસાલે, ડીલા ફુટસે;
હજાર હજાર હાથ અંગથી લ્હેરી છુટસે.

## પરવેશ તરીજો. ( જંગલનો દેખાવ. )

( જમીનમાંથી નારદજી તંબુરો લઇને આવેછે અને
નાચતા નાચતા ગાયછે. )

( લુસીનીલ ) એ રાગે.

નારદજી—શું કરવું હવે કામ, શું કરવું હવે કામ;
નારદ મારૂં નામ, માટે શું કરવું કામ—ટેક.
બ્રહ્મા મારા પીતા, બેની સરસ્વતી;
તોફાન મસ્તી પાકી, મને ચેન નહી થતી—શું કરવું.
બે મીત્રો હોય, તેમાં ભભગવું મરી;
તદબીરે હું વાત કરૂં, માને સઉ ખરી—શું કરવું.
પણ હગણા બીલું બોલું, કોણ મદમાતો;
તપી તેઓ ખુબ જાય, મીજાજ કરે તાતો—શું કરવું.
લ્હેરી મારૂં નામ ખરૂં, જગતમાં મશુર;
જામુગરી સલગાવવામાં, હું છઊં બાહાદુર—શું કરવું.

( ઓખા હરણનો રાગ. )

નારદ—બાણાસુર પાસે પેલા જાવું, કહીસ કે તેં શું કીધું આવું?
લડયો તમામ પણ ન દરાયો, માહાદેવજીનો તારેછે સાયો.
પણ જો માહાદેવ સાથે લડસે, તારી કીરતી અવીચલ કરસે.

## પરવેશ ચોથો. ( ઈંદરની દરબાર. )

( ઇંદર—અપછરા, અને પાછળથી રૂશીઓ આવેછે. )

( શોકાતુર ચેહેરે ઇંદર રાજા બેઠેલાછે, અને અપછરાઓ ગાએન ગાઈ ખુશ કરેછે પણ ખુશી થતા નથી. )

( લાગી ઠંડી પ્યારી. ) એ રાગે.

અપછરા—ઉદાસી શી છે આજ, ઉદાસી શી છે આજ;
ફીકે ચેહેરે કેમ બેઠા ઇંદર માહારાજ—ટેક.
સભા શોકાતુરછે, બેચેની આજે કેમછે;
સઉના મોડા બંધ થયા, એમ કેમછે—ઉદાસી.
નૃત્ય કળા મેં કરી, ગાએનમાં ખુબી ભરી;
ખુશાલી જણાતી નથી, જરી જરી—ઉદાસી.

( બદલ ગયો નેણારે. ) એ રાગે.

ઈંદર - અહીંઆથી રંભાજાનીરે, અહીંઆંથી રંભાજાનીરે
બેચેની થઇછે, બેચેની થઇછે—ટેક.
અસુર બાણાસુર, સંતાપેછે બહુ;
સેસ્ત્ર હાથ આપ્યા, સીવજીને શું કહું—અહીંઆ.
બળ બતાવવા કારણે, આવ્યો મારી પાસ;
ભોલીઆ વીચારે નહી, કેછે આ વતીપાત—અહીંઆ.
ગાએનનો ભોગી ગણો, સમજ પ્યારીપરી;
ઉદાસ તે માટે થયાં, વાત માન ખરી—અહીંઆ.

( એટલામાં પોકાર મારતા મારતા રૂશીઓ આવેછે. )

( ખલકનારે બોદા ખાવંદ. ) એ રાગે.

રૂશીઓ--શું કરીએ ઇંદર માહારાજ, દયા દઇતને જરા નહી આજ—ટેક.
અસુર કરશે આપણ પર રાજ, સુસોભાવશે માથે તે તાજ—શું કરીએ.

જલદી તમે કરો ઉપાય, ઈશ્વર આપણે તો થસે સાહે—
શું કરીએ.
જુગલ જીવણછે પ્રાણ આધાર, રસ્તો બતાવી ઉતારસે પાર-
શું કરીએ.

એજ રાગે.

ઈંદર—હીમાચલ આપણે ચાલો, તપ કરવા રસ્તો ઝાલો—ટેક.
ત્યાગ કરીએ અન જળ પાણી, સાહે થશે સુખ પાહાણી-
હીમાચલ.

—— o:0:o ——

## અંક બીજો. પરવેશ પેહેલો.

### ( દરબારની બારી આગળનો રસ્તો. )

( ઢેડો બાણાસુરની બારી આગળથી વાસીદુ વાલેછે. )

પદ.

( વીનતી ધરજો ધ્યાન સજન સૌ વીનતી ધરજો ધ્યાન.) એ રાગે.

ઢેડો—ઢેડાનો અવતાર ખોટો, ઓ બાપજી ઢેડાનો અવતાર ખોટો;
ઝાડું કાઢું વણું જોટા ઓ બાપજી ઢેડાનો અવતાર એ
ટો—ટેક.
મલ મુતર હરનીસ કાઢીએછીએ, મનઓ અમારો ખોટો—
ઓ બાપજી.
હાડધુત અમને સઉકો કરેછે, જે તે પકડેછે ચોટી—ઓ બાપજી.

( ઢેડી માથે તોપલો તથા ઝાડુ સાથે પ્રવેશ કરેછે. )

ઢેડી—અમમુવા હાલકની કચરી મોહોલ્લાનો કચરો કાઢી લીજીએ.

( કે હું તો બારવાડન ભોળી. ) એ રાગે.

ઢેડી—હું તો પોહોફાટતાં ઉઠીરે, કેહું તો પોહો ફાટતાંજ ઉઠી;
સુતી માડી વેહેલી ઉઠી, તોપણ તે રૂઠી—ટેક.
ઢેડો—હોસે રાંડ, મતબાલા શાંઢ, તું લવરી મુકીદે;

કર ઉતાવળ વેલી થા તું પુંજો કાઢીદે;
બાણાસુર રાય જાગશે, જલદી વાલીદે—હું તો.

ઢેડી—ચુપ ચુપ નાવલા શાનો મરની, ગયજીતો જુવે;
વચારીને વેણ કાઢીએ, શું તું તો રૂવે;
ઈફાનજર કરતો નહી, મુખ જોયું મુવે—હું તો.

ઢેડો—( નાકે આંગળી અડકાડી ) સુપરે. ( ઢેડી બારી તરફ સાવ રણી ધરેછે. )

ઈંદર સભાનો રાગ.

બાણાશુર—અરે એ ચંડાલણી, શું કામ કીધું આમ;
સાચે સાચુ બોલીજા નહીતો ડંડું દામ.

ઢેડી—નીચ જાત બાપજી, અમેતો ચંડાલ;
પરોઢીઆનુ અપસકણ આગારૂં છે બાલ.

રાજા—નહી નહી ખોટા બોલી, નીચ જાત ચંડાલ;
ઘાણીમાં નાંખી પીલાવું, ફોડાવું કપાલ.

ઢેડો—નહી બાપજી સાચું કહું, ગનો કરોજી માફ;
ગુણવાન આપછોજી, અદલ કરો ઈનસાફ.
નહી જોવું વાંજીઆ મુખ, શાસ્ત્રનોછે લેખ;
સાવરણી તે માટે ધરી કરીને વીવેક.

———o:o———

( ઘરસે ઈહાં કોણ બોલાકે લીએ લાયા મુજકો. ) એ રાગે.

રાણી—સ્વામીજી મારા તમે, ઉદાસ અહીં કેમ થયા;
ગરીબ ચાંડાલપર, ગુસ્સે આવડા કેમ થયા,

બાણાસુર—લુચ્ચા હરામખોર, વાંજીઆ મેણું મારેછે;
નીચ જાત મનમાં એના શું એ બકબકેછે.

રાણી—માફ કરો પ્રીતમજી એ કહેછે સાચી વાત;
એમાં આપણે કરવી નહી જોઈએ કંઈ પંચાત.
ચાલો હવે મેહેલામાં, દંત ધાવન કરો;
જાઓ હલાલખોર, અહીંથી કંઈ દીસતું કરો.

## પરવેશ બીજો. ( પારવતીનો મેહેલ. ) અથવા કૈલાસનો દેખાવ.

( પારવતી નાવા બેશેછે અને ગણપતી તથા ઓખાને બારણુ સાચવવા બેસાડેછે. )

( અલેફસે તું યાદ કર. ) એ રાગે.

ગણપતી—માતાજી નાવા બેઠાછે, ચોકી ખુબ કરવી;
આ વલી અહીં કોણ આવે, જોગેટો દરવી—ટેક.
ઓખા—ભાઈ બહુ દરામણોછે, એ સાધુ બાવા;
બીક મને બહુ લાગેછે, આવે એ ખાવા—માતાજી.
ગણપતી—ગભરાવો નહી બેન ઓખા, હીંમત મન રાખો;
એ શું ખાઈ જવાનોછે, ગલું એને આખો—માતાજી.
બીઆમણુ સ્વરૂપછે પણ, આપણે નહી દરવું;
આવી અહીંઆ શું કરેછે, તે જોયા કરવું—માતાજી.

( સીવજી દાખલ થાયછે. )

ગરબી.

(ભેલી ગયા મોહન મથુરાં જઇ કાગળ ન લખ્યો કકડીરે.) એ રાગે.

ગણપતી—ઉભો રહે અલ્યા જોગીડા, કેમ તું ઘરમા જાયરે;
જાણતો નથી જનેતા મારી, ઘરમાં બેસી નાયરે—ટેક.
અડભંગ જેવો વેસ તારોછે, સરવાંગે રક્ષા ચોલીરે;
જટા વધારી શીસે ભારી, ખભે ભરવી તેં જોહોળીરે-ઉભો.
કોનું કામ કોહેતો કેમ નથી, જાણે જાણીતો હોયરે;
ફળ હું તુંને એવાં આપું કે, તું તારી નજરે જોયરે—ઉભો.

ભંગી—જટપટ ઉઠી જટા જાલી, ખેંચ્યા કેશ સીવના શીસેરે;
રખે ભુલતો મનમાં એવું મુજથી બાળક બીસેરે—ઉભો.

( સખી આવેલા કારતગ માસકે. ) એ રાગે.

માહાદેવ—અલ્યા કોણછે કેમ ઉભો કજીઆ કરે મુજથી;
કેમ ઉભોછે મારે દવાર, સાંભળવા ચાહું તુજથી—ટેક.
આ ઘર કોનું સંભળાવ, કરી દે વાત ખરી;
નહીતો ઉરાડું તારૂં શીસ, રીશ મને બહુ ચડી—અલ્યા.

એજ રાગે.

ગણપતી—અલ્યા જોગી ધડપચ કરે, એમાં તારૂં નહી વલે;
મને પુછનારો તું કોણ, કરવું હોય તે કર ભલે—અલ્યા.
અલ્યા ગંડોલ તુંને નહી વીચાર, સંભાલ હવે તું જતી;
પારકા ઘરમાં ધુસવા જાય, ફીકર તુંને નહી થતી—અલ્યા.

એજ રાગે.

માહાદેવ—અરે બોલ વીચારી બોલ, બોલે બે બાકલા;
મને ચઢીછે અતીશે રીસ, ઉરાડું તારા કાંકરા—અરેબોલ.

( ઇંદર સભાનો રાગ. )

ભંગી—ક્રોધાયમાંન બહુ થયા, ઉમીયાપતી ઇસ;
ગણપતે જટા એંચી, તેથી ભરાઈ રૂદયે રીશ.
માહાદેવ—ઈયાદ રાખ છોકરા, કરૂંછું તારો નાશ;
ભંગી—ત્રીસુલ એંચી કાઢયું, જો એનો ચળકાટ.
ગણપતી—બીતો નથી બીતો નથી, અલ્યા સાધુડા;
છપરખાંચા જીવતોજા, કામ તારા કુડાં.
માહાદેવ—ઠીક ઠીક છોકરા, તું બડો હયે પેહેલવાન;
ત્રીસુલે મસતક છેદું હું, ઉરાડું સસી ભાન.
ભંગી—ચંદ્ર રથમાં જઇ પડયું, ગણપતીનું શીસ;
શીવ મંદીરમાં ચાલીઆ, લ્હેરી ઉમીયા ઇશ.
( માહાદેવ મંદીરમા જાયછે ને છોકરાને મારી નાખ્યો અને
છોકરીતો નાસી ગઇ એમ પારવતીને કહેછે. )

રાગ આંચણીયા.

( પારવતી ગણપતીનું મુડદું જોઇને રૂદન કરેછે. )

પારવતી—નથીરે રમાડયો, નથીરે જમાડયો બાળ;
આપે આણ્યો કાળરે, મારા ગણપતી.
મુખારવીંદ જોઈ, હરખ્યું હતું મારૂં મન;
શંકરે મારૂં રતનરે, મારા ગણપતી.

—0:0:0—

માહાદેવ—( આશું ઘેલા કાઢેછે એશું તમને છાજેછે. )

એજ રાગે.

પારવતી—અભાગણી થઇ, આપને બીજો નહી જડીયો;
પાનો તમ સાથે પડયોરે—મારા ગણપતી.
ભંગી છંદી ગુણ તમારા જાણે;
મોકણ માંડી સાનેરે—મારા બાપજી.

—0—

માહાદેવ—( વારૂં હવે પેલી છોકરીને બોલાવ. )

એજ રાગે.

પારવતી—મોઇ છોકરી રાંડ મરી ગઇ હોતતો સારૂં
ગણપતી જીવ્યો હોતતો સારૂંરે—મારા ગણપતી.
રંડા કયાંછે તેને તમે બોલી કાઢો;
મોઇ રાંડની મોકાણ માંડોરે—મારા માહાદેવજી.

માહાદેવ—( શોક કરેછે. ) એજ રાગે.
કયારે હું મોં જોઇશ, ગણપતી મારા બાળા;
સાંભળીશ બોલ તારા કાલારે—મારા ગણપતી.
શું કોપ કીધો લ્હેરી જરા નહી બાધો;
વીજઆએ આંટો લીધો—મારા ગણપતી.

( બાણાસુર પ્રવેશ કરેછે. )

(ગોમતી માત તારે આધારે આવીને પડયાં.) એ રાગે.

બાણાસુર—પીતા માત દુખી થયો હું અતીશે અહીં;
વાંજીઆ મેહેનું નીચ મને મારે—ટેક.
માટે ભોલાનાથ મેહેર કરી પીડા તાલો;
બાળક તમારો કેહેવાઊં લોકતો વીચારે;
આપો પુત્ર તમે દીલ દયા ધારી;
હજારોના કષ્ટ કાપો, નહી પડે તમને ભારે—પીતા.

——o:o——

માહાદેવ—નસીબમાં નથી તારે સંતાનનુ સુખ;
પારવતી—માગવા તું કેવું આવ્યો બાણાસુર વારે;
બાણાસુર—લાડ બાલકરે માબાપોને રાજે;
માહાદેવ—ઓખાને લઈ જવાદેની એને તારે—પીતા.

——o——

## પરવેશ તરીજો. (રસ્તાનો દેખાવ.)

નારદ પ્રવેશ કરેછે.

(સુંધી આણી ફુલ જાણી.) એ રાગે.

નારદ—કરી તાલ મેંતો હાલ મજા ખુબ પડસેરે;
સીવ કૃષ્ણ લડે લડાઈ—ટેક.
ઓખા અનીરૂધના લગન થાશે;
પડે માર ઉડે બાહાર અસુરો મરેરે—શીવ.
જેની તેની સાથે બાણ જેલ હાથે;
કૃષ્ણ કાપે શસ્ત્ર હાથ વડડાલો ચીરેરે—શીવ.

## પરવેશ ચોથો. ( દેવીનું મંદીર. )

( ઓખા-ચીત્ર લેહા અને રસીકા પ્રવેશ કરેછે તથા પાછળથી બ્રાહમણ પણ પુજા કરાવવાને આવેછે. )

( મારારે સ્વામી ઓલોની વાલા. ) એ રાગે.

બધાઓ—આલીરે સઉ પુજને જઇએ,
ગોરમા પુંજી સુખી સૌ થઇએ—ટેક.
સખીરે આજ આણંદની હેલી;
ઓખા બેહેન પુજન કરો પેહેલી—આલીરે.
જગત જનેતા ઉમીયા માતા;
સ્વામી સારા માગીએ મદમાતા—આલીરે.
લો હવે પંડયાજી આવીઆ;
પુજનનું સાહીત્ય સઉ લાવીઆ—આલીરે.

( બ્રાહમણ માતાની પુજા કરાવેછે. )

નારાચછંદ.

( જુવો પીડાથી જેમ આ પીડાએ પીડ આપડો. ) એ રાગે.

બ્રાહમણ—નમો દેવી માહાદેવી, પુજન કરે કન્યા ભાવથી;
ગોરમાનુ વ્રત આદર્યુંછે તમારા પ્રતાપથી.
બલી બાણાસુરની એ કન્યા ઓખા એનું નામછે;
સરસ્વતી કીનારે આપનું આ શુભ ધામછે.

( ઘંટડી વગાડી ચોખા ફુલ ચડાવેછે અને એકાએક પારવતી પ્રગટ થાયછે. )

( નાથ કેસો ગજકો બંધ છોડાયો. ) એ રાગે.

પારવતી—પુત્રી ઓખા દીશેછે ચીંતાતુર, તુને દુઃખ શું દે બા-
ણાસુર—ટેક.

ઓખા—ના મારી માતા, તમારીછે સાતા, ખાણુ લાડ લડાવે બહુ;
યાચવા આવી હું તમ પાસે, સરમાઉ મુખે શું કહું-પુત્રી,
ઓખા—આપથી અજાણ્યુ નથી કંઈ, સ્વામી મને સારો આપો;
જુવાની હવે ખીલવા માંડીછે, ટાલો મારા પરીતાપો-પુત્રી.
પારવતી—ઠીકછે ઠીકછે જા તથાઅસ્તુ ફરીથી વરદાન માંગ;
ઓખા—સ્વામી આપો સલક્ષણો મને, ખીલે નસીબ મારૂં બા-
ગ—પુત્રી.
પારવતી—તથા હસ્તું હવે ત્રીજીવાર માગ, પુત્રી થઇ જા ન ઘેલી;
ઓખા—આશ નથી બીજા કસાની, મેહેર કરી પરણાવો વેહેલી-
પુત્રી.
પારવતી—મેશરમને એહયા ઓટી, જા તું ત્રણવાર પણસે,
ઓખા—ત્યારે તેઓ માતા કેહેવાય નઠારૂં અપકીરતી સઉજન
ભણશે—પુત્રી.
પારવતી—ત્રણવાર પણસે એકનો એક, સ્વપને ઘેલછાં ખરેખાત;
જા હવે ઘેર પાધરી સીધી, વીપરીત કરાવી વાત—પુત્રી.
( સઉ જાયછે અને પડદો પડેછે. )

—:o:—

## પરવેશ પાંચમો. ( સ્થલ, રસ્તો. )

( સીવજી હાથમાં માળા લઈને આવેછે ત્યાં બાણાસુર—
સીવજીના દરશણ કરી લડવાની યાચના કરેછે. )

### શ્રાવણ.

બાણાસુર—મોજા સંભુ માહારાજ, કાજ કરોની માંર;
મગજે ભરાયો તોર, જોર કેમ સમે વારૂં;
જીત્યું મેં તમામ, વાઆમ મેં ખુબ ધુજાવી;
સેસ્ર હાથને જોરે, દોરથી ત્રીલોક ગજાવી;

લડો તમો મુજ સાથ, હાથનું જોર જુવોની;
કર મારા ચળવળાય, માટે ઉપાય કરોની;
રમીએ અમસ્થા સેહેજ, કાપો મારા તનની પીડા;
લેહેરી શું કરો વીચાર, ધારો કે કરીએ ક્રીડા.

( છાંડો લંગરવા મુરખ મોરી બાંહીરે. ) એ રાગે.

માહાદેવ—( ગુસ્સે થઈ ) નફીકરા શાંઢ તને વીચાર નહી જરારે;
વીચાર નહી જરા પાપી, વીચાર નહી જરારે—ટેક.
આપ્યા મેં હાથો, ભીડે મજથી બાથો,
હાથો તારા કપાસેરે, કપાસે કપાસે કપાસેરે,
નફીબાણુ હાથ તારા છેદાસેરે—નફીકરા.

( ફાગણુકે દીન ચાર. ) એ રાગે.

માહાદેવ—કાપસે તારા હાથ, અઠીલા પુત્રી તારીનો, વડ સસરો
તે—કાપસે.
ભુજ ભાર જાશે, લડી ખુશી થાસે;
ભીતર બળશે લાય—અરેઓ—અઠીલા.

એજ રાગે.

બાણાસુર—( કરગરીને ) રેહેમ કરો માહારાજ, સદાશીવ શંકર
ભોળા, જાતેછો ડોલા—ટેક.
છંઊં હું સુખી, મદે થઈશ દુઃખી;
શું કરૂં હવે ઉપાય—અરેઓ—સદાશીવ.
માગી હું લઊંછુ, અરજ કરૂંછુ;
દુસમનની થાય જાણુ—અરે ઓ—સદાશીવ.
એધાણી આપો, ઇશ મને સોંપો,
આપો લ્હેરી આ વાર—અરેઓ—સદાશીવ.

ઇંદર સભાનો રાગ.

માહાદેવ—ધજા તને આપુંછું, તે શેહેર મધે દાવ;
નંદી તું જાની, ધજા એક લઈ આવ.
આપ બાણાસુરને, એ જ્યારે ભાંગશે;
નકી તું જાણજે, દુસ્મન જાગસે.

—:o:—

## પરવેશ છઠો. ( બાણાસુરની દરબાર. )

( બાણાસુર સભા ભરીને બેઠાછે ત્યાં વીદુષક આવેછે. )

( આઇ એમ વેરી ગુડ બંગાલી બાબુ. ) એ રાગે.

વિદુષક—અમે છઇએ વનના રાજા, નામ મારૂંછે વીદુરશક;
કામ ધંધો મોટોછે મારે, જ્યાં ત્યાં ટકટકને બકબક-ટેક.
હસતાને હસાવુંછું પણ, રડતાને હસાવું બહુ;
આલમ મને સઉ ઓળખેછે, શું ખુબી હું મુખે કહું-
અમે.

વનના રાજા સાના તાજા નથી મારા તનમા રોગ,
શેહેરમાં જેઓ હમેશ રહેછે, તેના નકી જાણજો ભોગ—
અમે.

એજ રાગે.

બાણાસુર—બકબકારો શું કરેછે, વનચર તારી ઓછી વાત:
મુસ્કેટાટ બંધાવું તને, સમજ ખુબ કમબખત જાત—
અમે.

વિદુષક—રાજા વાજાને મરકટ કંઈ, ત્રણેછે સરખી જાત;
સમજનાર સમજે સેને, છોડોની તમે પંચાત—અમે.

( કોભાન્ડ પ્રવેશ કરેછે. )

( ગુલ ચમનમે બોલ્યું. ) એ રાગે.

કોભાન્ડ—માનતા નથી રાણીજી બહુ સમજાવ્યા,
ખરેખાતરાયજી આંસુ આંખમાં આવ્યા.

મેં કાધો અતી વીવેક, રાખીને ટેક, ઠીક સમજાવ્યા;
હઠ કરે અતીશે તેથી આપણે નહી ફાવ્યા.
નાહાની પણ ઓખાબાળ, બહુ સમજાવે;
રાણીજી રડેછે બહુ, ઓગ્ર નહી લાવે.

ઝુલ.

મારૂં કંઈ ચાલતું નથી હવે શું કરવું,
હુકમ આપે આપ્યોછે કામ આદરવું,
પામી પીડા દીલ માહી, તોપણ નહી હઠવું,
તદબીર બતાવો તેમ રાયજી કામ કરવું.

સુણાનીછે વીપ્રીત વાત, રાય ખરેખાત સુડી સોપારી,
લઈ જવાની કહેછે ના, અમે નહી ફાવ્યા.

( કહું કા કુલકકા સતાયા હુંમે. )

બાણાસુર—પ્રધાન મારા બુજરોગ થયા, જાઓ તમે રાણીજીથી ગયા—ટેક.
કોહો તમે જઈને હુકમ સખત મારો, મોટા થયા રાણી મનમાં વીચારો—પ્રધાન.
ઓખાનો હાથ પકડી લઈ જાઓ, એક રથમાં મેલે તેને ચઢાવો—પ્રધાન.
પુત્રી તમારી આપો ગમત સારૂં, ચીત્રલેહા એની બેણપણીવારૂ—પ્રધાન.
જાઓ જલદી જઈ એટલું કામ કરી આવો, કામ કરી પછી મને મુખ બતાવો—પ્રધાન.

(જાયછે.)

—o:o—

## અંક તરીજો પરવેશ પેહેલો. (સ્થલ, એક દંડીયો મેહેલ.)

ઓખા અને ચીત્રલેહા.

(જળ ભરનેકું જાત જમનાકે.) એ રાગ.

ઓખા—શખી વ્રેહેનાતાપ થયાછે પરીતાપ
તને આવે તાપ, હવે શું કરવું—ટેક.
જોબન મારું મારે ઉછાલા,
હવે પગલું કોહો કેમ ભરવું—શખી.
બાગ ખીલ્યો માળી મલે નહી,
મનમાં હવે ધીર કેમ ધરું—શખી.
કળી ખીલી પણ ચુંટનાર નહીં;
કરમાયછે સખી કેમ કરવું—શખી.

ઠુમરી પીલુની.

(ઓજીમન લુટ ગયો દીલ જાની.) એ રાહ.

ચીત્રલેહા—ધીરજ ધરની ધીરજ ધરની—ટેક.
બની તું ગાંડી, મારી લાડી;
વીચાર આલી—ધીરજ ધરની.
ઉતાવળે આંબા, પાકતા નથી;
સબુરીની ખુબી ભારી—ધીરજ ધરની.
સ્વામી મળશે સારો, શોભીતો રૂપાળો;
વાહલો મલશે આસું નહી ધરની—ધીરજ ધરની.

ભેરવીની ગજલ.

ઓખા—બદન મારું બલી જાયછે, ધીર કેમ ધરું;
ધીરજ કેમ ધરું, સખી કગોતે મરું—ટેક.
ભડકા છાતીમાં ઉઠેછે, ધગધગતો અંગાર;
જ્યાર પાણી છાંતે ત્યારે, ઠંડક થાય લગાર—બદન.

શું કીધા પાપ તારા, ઓ દીન દયાળ;
મારે સારૂં ઓટ આવી, પીયુ મને આલ—બદન.
સખી તું શાણી ખરી, પણ છે નકામી;
મારી સાથે તું પણ, દુઃખ અહીં પામી—બદન.

( કનૈયા જરા બંસી બજાવજારે. ) એ રાગે.

ચીત્રલેહા—આલી મારી જરા વીચારોરે, રાખો તમે દીલભાન—ટેક.

આગ કરે કામ તમારૂં નહી સરસેરે,
છેક શું બન્યા નાદાન—આલી.
છોકરવાદી, છોડો મારી વાલીરે;
જરા રાખો દીલ શાંત—આલી.
ધીરજના ફળ, મીઠા રસ ભરારે;
મીઠયા કાચા પાન—આલી.

———o:0:o———

( વારૂ ચાલો રાત ઘણી ગઇછે માટે પોઢી જઇએ એમ કહી સુઇ જાયછે. )

( સગપણ સાચુ શાનુ ભાઇ. ) એ રાગે.

ચીત્રલેહા—સખીને શીપેરે સમજાવું, બોલેછે તે સાચુંરે;
ભરજોબનમાં આવી ખરી એ, અવગુણ કેમ હું વાંચુરે—ટેક.

બાણરાયે બંધન કીધું, રાખ્યા ચોકી પોહોગારે;
સખીની ઉમેદ બર કેમ આવે, વીચારમાંછે દોરારે-સખી.
મદદ કરૂં હું કેવી રીતે, સમજ પડતી નથીરે;
તોપણ મદદ કરવી મારે, આપે નામ લાવું મથીરે-સખી.

( સુઇ જાયછે. )

( ઓખા સ્વપનામાં ના હું એઠી બીડી નહીં ખાણ એમ કહેછે અને પાસુ ફેરવતાં પડી જાયછે અને શુધ્ધીમાં આવેછે. )

( રસીયા સાથીડા. ) એ રાગે.

ઓખા—રસીયા સ્વામીજી, આવડી શું ચઢાવો રીશ;
નમી પાયે લાગુંછું, અરપુંછું મારૂં શીસ—ટેક.
સેહેજ સારૂં શું, વીરોધ કરોછો,
જણાવો નહી ચોદીશ—રસીયા.
હસ્તી હતી એમ કરવું ઘટે નહી,
કોહો તેમ હવે હું કરીશ—રસીયા.

( તુજ બીન ગોરી કોણ ખબરલે. ) એ રાગે.

ચીત્ર લેહા—સ્વપનું આવ્યું લવારો કરેછે, ઓખા મારી સાહે-
લીરે—ટેક.
મુવા ઓથારે ચાંપી તુજને, કેમ બની સખી ઘેલીરે—સ્વપનું.
સ્વામી કેવો, રસીયો કેવો, વીચાર કરતું બાઇરે—સ્વપનું.
અસુરની ચોકી ચુકવીને, કોણ આવશે આંહીંરે—સ્વપનું.
સ્વામી સ્વામી કરતી સુતીતી, ખરે સ્વપનાની ખુટીરે—
સ્વપનું.

સીતાજીના મહીનાનો રાગ.

ઓખા—સખી લે દીવો તું તારે હાથ, પીયુ મારા સંતાઇ ગયા;
થોડા સારૂં દુભાવ્યો નાથ, સેહેજમાં ગુસ્સે થયા.
સખીછે એતો આટલા માંહી, બોલી મને આપની;
ખરેખર એ પ્રાણ આધાર, બતાવી કર કાપની.

( ગઇ એક બે એક નો હવાપલટ. ) એ રાગે.

ચીત્ર લેહા—ઘેલી શું બની અભાગણી ઓખા, સ્વપનાની વાતને
વલગીને—ટેક.
સ્વપને નીચ રાજા થાયછે, ભુખ્યાનું પેટ ભરાયછે;

સેન્ક્ષ ગાઉ પંથ કપાયછે, એતો સ્વપનાનીછે ઘેલછાં—ઘેલી.
મારી આલી શોક કરે શીદને, પગે લાગું મુકીદે જીદને;
જલાવે અમસથી પીડને, આવું કરવું આપણે નહી ઘ-
ટે—ઘેલી.

એજ રાગે.

ઓખા—ડાહી ડમરી ભમરી જાણી તને, પીયું લઇ આવ તું
મારીકને.
પગે લાગીને કહું હું તને, સખી મેહેર મારાપર કરો—ઘેલા.

એજ રાગે.

ચીત્ર લેહા—સખી નામ ઠામ જાણું નહી, કોને પકડીને લાવું અહીં;
ઠીક છબી ચીત્રી આપું કંઈ, પતી તારાને પીછાનની—
ઘેલી.

રાગ સોરઠ.

ઓખા—સખી શુભ કીધી તાલ, લે તાળી તદબીર ખુબ કરી;
હું ઓલખું તતકાળ, ચાલ ચીતર ઉમંગ ભરી.

ઓખા હરણનો રાગ.

ચીત્ર લેહા—જોજો પાતાળના એ રાજા, નાગસરપ કેવાંછે તાજા;
આકાશનો એછે ઈંદ્ર, તપાસ કરી તું છાંદ્ર.

સોરઠ.

ઓખા—એતો કાળા સાપ, બાપ તારા તેઓ હશે;
ઈશકી મારો ભરથાર, કનૈયાલાલ કેવો હસે.

ઓખા હરણનો રાગ.

ચીત્ર લેહા—શીશુપાળ દસાનંદલાલ, પ્રથ્વીપતીછે એ વીકરાલ;
મહાદેવજી ભોળાનાથ, બોલ એમાં લાગે કંઈ હાથ,

સોરઠ.

ઓખા—અસુરમાં દીસે એભ, દેવસમાન મારો નાવલો;
સંભુ પીતા સમાન, જેવું તેવું મુખે શું દલો.
ચીત્ર લેહા—કૃષ્ણ બળદેવ બન્નો ભ્રાત, પ્રદુ મન જોની વીખ્યાત;
એવા દવારીકાનાછે ધણી, શ્રેષ્ઠ ગણાય સર્વ સીરોમણી.

સોરઠ.

ઓખા—હા સસરાજી એજ, લાજ સખી મારે કાઢવી;
હજ મુસલનો ભાર, વારૂં હવડે ચલાવની.
પતી મારોછે કયાં, સસરાજી કેમ આવ્યા એકલા;
મોર પીછ ધરનાર, રીસાયા શું તમે એટલાં.

ઓખા હરણનો રાગ.

ચીત્ર લેહા—ઓખા ઓળખો સ્વામીજી તમારો, અનીરૂધ તારૂં મન હરનારો;
નખસીખા શુધી તું તપાસ, ઇનામની કરૂંછું આસ.

( વાલીએજી ઇંદ્ર રાજા ઇંદ્રાણીની પાસ. ) એ રાગે.

ઓખા—એજ મારો પ્રાણપતી, સખી લેતું આ હાર,
શું કહું તારા બાહાર—ટેક.
લાજ•નથી કાડતી સીદને રીસાયા;
વલગું ભીડી બાથ, ઓ મારા નાથ—એજ.
પ્રાણ પ્યારા બોલો અંટસ ઓલો;
દાસી ઉપર દાજ, કરો શું માહારાજ—એજ.

( ચેત ચેતરે મન તું સવેરા. ) એ રાગે.

ચીત્ર લેહા—છોડ છોડ તું કર નહી ઘેલાં, કાગળ આપ મને તું પેહેલાં—ટેક.
ફાટી જશે છબીછે નહી સ્વામી, બાવરી બની તું પીડાઈ નકામી—છોડ.

ધીરજ ધર સ્વામીને લઈ આવું, દવારીકાનો હું પંથજ
સાહું—છોડ.

એજ રાગે.

ઓખા—જુવાનછો તમે પરણી ન જાતા, સાહેલી મને તમે ન-
હી વાહાતા—છોડ.

ચીત્ર લેહા—બહુ સારૂં ખોટા વીચાર નહી કર, ધીરજ ધર મા-
રી સખી દીલભર—છોડ

(જાયછે.)

—o:o—

## પરવેશ બીજો. (સ્થલ, સોણીત પુરનું પાદર.)

કોભાન્ડ પ્રેવશ કરેછે.

(ખલકનારે ખોદા ખાવંદ.) એ રાહ.

કોભાન્ડ—ભોલાને ભજો સઉ ભાઈ, ખરી સાચી એ કમાઈ-ટેક.
વધી જશે કંઈ સરસાઈ, જાણી લેજો જગતની માંહી—
ભોલા.
રાય આપણો બાણાસુર, કીધો એમને ભરપુર—ભોલા.
સામો કોણ થાય શું મકદુર, લડવાને એ બહુ આતુર-
ભોલા.
સંભુના એ પ્રતાપ જાણો, વડ ગીસાલે હાથ થાએ ગા-
નો—ભોલા.
બલી કરતા બલીઓ થવાનો, માટે મજો સમજવાનો—
ભોલા.

—:o:—

## પરવેશ તરીજો. ( સ્થલ, દ્વારીકાનો દેખાવ. )

( ચીત્ર લેહા પ્રવેશ કરેછે તેને સુદરશણ ચક્ર આવીને છેદવા માંડેછે કે નારદ ઊંધું ચત્તુ ચક્રને સમજાવીને તેને છોડાવેછે. )

( ગર અમને દીલ સનમકુ દીયા ફીર કીસીકુ કયા. ) એ રાગે.

ચીત્ર લેહા—આવી હું દ્વારામતી પણ આ કરેછે શું;
આ કરેછે શું, ચક્ર ગોળ કરે શું—ટેક.
સુદરશણ કેહેવાયછે, ધારૂં એ હશે;
ધારૂં એ હશે, મારી શી વલે થશે—આવી.
આવી મારા બાપ, એ આવ્યું મારી પાસ;
આવ્યું મારી પાસ, ઘેરી મને આસપાસ—આવી.

( ગોમતીમાં ડુબકી મારેછે એટલામાં નારદ પ્રવેશ કરેછે. )

નારદ—અલ્યા ચક્ર શું કરેછે, નારીની હત્યા;
નારીની હત્યા, શ્રમ કરી શું મીથ્યા—આવી.
જવા દેએને એ જાય અનીરૂધ લેવા;
અનીરૂધ લેવા, કરે કૃષ્ણની સેવા—આવી.

( ચક્ર જાયછે. )

( ચાલો જઈએ દરશણ કરવા. ) એ રાગે.

નારદ—ચીત્ર લેહા ખુબ ચતુરાઈ કરજે, અનીરૂધને મંદીરેજા;
સુતો એછે ભર નીંદ્રામાં, ઢોલીઆ સહીત ઉપાડીજા.

એજ રાગે.

ચીત્ર લેહા—માનું છઊં ઉપકાર તમારો, બાઈ નારદ તમે થાઓ મારા;
પરોપકારના કામ કરીએછે, આપણે દુનીઆમાં સારા.
હું જાણુંછું તમે સીધાવો, ઝટ સોણીત પુરમાં જાવું;
અનીરૂધને લઈ કરીને, ઓખા બાઇને રીજાવું.

—o:o—

## પરવેશ થયો. (ઓખા માળીઆમાં એકલી.)

લાવણી.

( છુટીરે કેદથી તુતીને જાદુઈ. ) એ રાગે.

ઓખા—વાર થઇ ગઇ, આવી નહી કંઇ, મારી સાહેલી;
અરે એ મારી સાહેલી, ન્યાળીને બની હસે ઘેલી—ટેક.
કાચી કુવારી, હજુ સખીછે, એ ચીત્ર લેહા;
અરે એ એ ચીત્ર લેહા, સ્વામી પરણે નહી એ બેહા—વાર.
ગઈ નહી હોતતો કંઇ સારૂં, હુંતો પસ્તાવું;
અરે એ હુંતો પસ્તાવું, લ્હેરી હવે કયાં જાઉં—વાર.
નારેના હું બનીછઉ ઘેલી, સંદેહ મન આવે;
અરે એ સંદેહ મન આવે, પેલી સ્વામી લઇને આવે-વાર.

( ચીત્ર લેહા પ્રેવશ કરેછે. )

( બીંદરા બન મોરા સામલીયા. ) એ રાગે.

ચીત્ર લેહા—તપાસીજે પ્રીય તારો ધણી, બાવતા વીપત મને બહુ બની—ટેક.
સુદરશન કાપે, છુટી તું પ્રતાપે, નારદે તદબીર ઠીક કરી—તપાસી.
દવારીકાં ગઈ, ચટપટી થઈ, ભગવતી દાસે શોક તંહી-તપાસી.

એજ રાગે.

ઓખા—થઇ ઉપકારી, સખી તારી બારી, જાણુંછુ મેહેનત બહુ થઇ—તપાસી.

( રાગ ઓખા હરણ. )

ઓખા—ઉઠો ઉઠો સ્વામીજી મારા, પંથ કાપ્યોછે બહુ ધ્યારા;
આળસ મરડો તમે રે છોગાળા, દાસી હું કરૂં કાલાવાલા;
( હાર આપેછે ) ચીત્ર લેહા બક્ષીસ આપુંછું, થાકી ગયા હસો પીયુ પાય ચાંપું.

( અનીરૂધ આળસ મરડી ગભરાટમાં કહેછે. )

( કોઠા મેરા કયા હુવા છુટા કીધર મકાન. ) એ રાગે.

અનીરૂધ—અહીયા હું કયાં આવ્યો, આ નહી મારૂં મકાન;
ઉંઘમાં સ્વપનું આવ્યુ કે, નથી મને ભાન—ટેક.
ઢોલીયોતો આ મારોછે, તે સાથ આ તલાઇ;
કાચી કુંવારી કન્યાઓ, બે દીઠી અહીં—અહીંયા.
ખરેખાત ડગો થયો, ઉંઘું છું કે જાગું;
ખાબ કે ખરી વાતછે. ઘેલું કંઈ લાગું—અહીંયા.

( સમજ મન સમજીને લાગ સુધરવાં. ) એ રાગે.

ચીત્ર લેહા—અનીરૂધ શું રે વીચાર કરોછો શોક શીદ મનમાં તમે કંઈ ધરોછો—ટેક.
બાણુરાયની બેટી આછે, ઓખા નામછે એનું;
સ્વપનામાં પોતે પરણી ગયાતા, આજ અહીંઆ આવી ડરોછો—અનીરૂધ.

( એજ રાગે. )

અનીરૂધ—સ્વપનાની વાત કોણ સાચીરે માને, તમો બેઉછોરે ઠગારી;
ખડક મારૂં કયાંરે ગયુંછે, ધડ ઉડાવું બેનારી—અનીરૂધ.
કોણ મારૂં કુળ કોની એ કન્યા, શું નીચ સાથે પરણું;
ઇષ્ટ દેવનું સ્મરણ કરીની, સુખ મુકાવ્યું ઘરનું—અનીરૂધ.

( સોતનગર ગયે ગયેરે. ) એ રાગે.

ચીત્ર લેહા—જાણ્યું કુળ તમારૂંરે,
રીછડી કરતાછે એ સારૂં—જાણ્યું જાણ્યું કુળ તમારૂં-ટેક.
ગોપી પુઠે ઘેલા થયાતા, મહી વલોવો વારૂંરે,
શું વખાણ કરૂં હું કુળના, બોલું તે ઠીક નહી ધારૂંરે-રીછડી.

કૃષ્ણ કપટી છાપ છપાઈ, બગાડી બ્રીજ વહુવારૂરે;
ચોરી છાસ માંહી માખણખાતા, રાસની વાત શું વી-
સ્તારૂંરે—રીછડી.

અનીરૂધ—(હસીને) (હા અમે એવાતો ખરા.)

એજ રાગે.

ચીત્ર લેહા—પ્રીતમ પ્યારી, સુખી રહો હરનીસ, રજા આપો ઠીક
ધારૂં—રીછડી.

ઓખા—નહી નહી સાહેલી, જવા નહી દઊં, વેંહેચી ખાઈ શું
વીચારૂંરે—રીછડી.

ખમાચની ઠુમરી.

અનીરૂધ—જવાદે પ્યારી ચીત્ર લેહાને,
જગ્યા નાહાની વીચાર સાહાની--ટેક.
કેહેછે એતો સાચી વાત,
મને લાગેછે ખરેખાત,
એમાં ત્રણ નહી સમાય—જવાદે.

એજ રાગે.

ચીત્ર લેહા—રજા આપો મને ત્યારે,
ફરી આવીસ વારે વારે,
ઘેર નહી જાઊં મનધારે—જવાદે.

(જાયછે.)

(ઘરસે ઈહાં કોણ ઓઢાડે.) એ રાગે.

ઓખા—પ્રીતમ પ્યારા આવી મલ્યા શુખ થયું મને;
માફ કર ઘર તજાવ્યું, દુઃખ થયું તને.

અનીરૂધ—પ્યારી નહી સંભાર, વાત થવાની તે થઈ ગઈ,
આવ મારી પાસ હાસ ઓછંગે બેસ અહીં.

(કૌભાન્ડ પ્રવેશ કરેછે.)

એજ રાગે.

કોભાન્ડ—બેન ઓખા તમને બાંણરાય બોલાવેછે,
જરૂરનું કામછે, તે માટે તે તેડાવેછે.

———o———

ઓખા—( સરમાઈને ) (મારા બાપનો પ્રધાનછે ચુપ રહો બોલતા નહી.)

એજ રાગે.

અનીરૂધ—શું કામ પડયું પ્રધાનજી દરશાવોની;
બહુ જરૂર હોયતો બાણ તેડી લાવોની.
કોભાન્ડ—તું કોણછે ને કેમ અહીંઆ આવ્યો;
ભોલી કન્યા ભોળવી, ઠીક તું તો ફાવ્યો.
યાદ રાખજે અલ્યા હાલ બુરા થાય તારા;
બાણ બંધ બાંધશે, થશે તને દુઃખ ભારા.
અનીરૂધ—જમાઈ બાણનો થાઊં કોભાન્ડ શુણ તુ નીચ;
સજોડે બેઠા છઈએ, બુબક તું આંખ મીચ.

( અનીરૂધ ઓખાના ખભા ઉપર હાથ નાંખેછે. )

કોભાન્ડ—બેશરમ લુચા ચોર એ તુ શું કરે;
બચીત વગર મોતે તું કેમ મરે.
સીપાઈઓ શું જુઓ મેહેલને ઉરાડીદો;
બાણનો હુકમછે આપણે નથી કંઈ ભો.
અનીરૂધ—પ્રધાન લઈ લેની પેહેગમણી પ્રથમ તું તો;
યાદ રાખ હથીઆર વીના એકલો છઊં હું તો.
માલાઆમાંથી ભુગલ એક બુગ ખેંચી લઈ;
જોજે બાહાર બુબક મારા અહીં.

( એમ કહી ભુસકો મારી બધાઓને મારી કુટી ઓખરા કરી પાછો માલીએ ચઢી જાયછે. અને કોભાન્ડના ગયા પછી બાણાસુર લશકર લઈને આવેછે. અને ગાયછે. )

( અફસોસ તું યાદ કર અલ્લાહકુ આદમ. ) એ રાગે.

બાણાસુર—કોણછે તું કેમ આવ્યો ઘરમાં કેમ પેઠો;
નીચ હરામખોર જલદી, ઉતરની હેઠો—ટેક.
અનીરૂધ—જમાઈ હું તમારો થાઉં, સસરાજી સુણો;
પેહેરામણી આપોની તમે, ચાલ આપણો જુનો-કોણછે.
બાણાસુર—પેહેરામણી એવી આપું કે, યાદ રહે હમેશ;
ખુશી પાલી ઉપર બેઠો, મુખે લગાડી મેસ—કોણછે.
અનીરૂધ—સસરાજી શરમછે તમને, જોઈ લો મારા હાથ;
ડરતો નથી ડાળા દેખી, લાવો તમારો સાથ—કોણછે.
( અનીરૂધ નીચે ઉતરેછે અને લશકરને તથા બાણાસુરને હરાવેછે પછી બાણાસુર અનીરૂધને નાગ પાસે બાંધેછે. )

——o:0:o——

## પરવેશ પાંચમો. ( જંગલનો દેખાવ. )

### નારદ પ્રવેશ કરેછે.

( લુસાનીલ. ) એ રાગે.

નારદ—વીપ્રીત થયું કામ, વીપ્રીત થયું કામ;
બાણે બનો બાંધ્યા, થઇ ગયું શું આમ—ટેક.
પણ ઠીક થયું હજાર હાથે કુદતોતો એ બહુ;
સઘળા હાથોછેદે કૃષ્ણ જુવો તમે સહુ—વીપ્રીત.
ચાલ દ્વારીકા જઇ કૃષ્ણને વાત કહું;
કૃષ્ણ સીવને લડાવું, જોઇ લેજો તમે સહુ—વીપ્રીત.

——o:o——

## પરવેશ છઠો. (સ્થલ, દવારીકાનો દેખાવ.)

(રાણીઓ, પ્રદુમન, બળીભદ્ર તથા કૃષ્ણ બેઠાછે અને અનીરૂધને વાર લાગી તેથી વીચાર કરેછે.)

રાગ મેવાડો.

રાણીઓ—ઘરની ફીકર રાખો નહી, ઓ પ્રભુ માહારાજ;
જરા કંઈ વીચારો નહી, ઓ પ્રભુ માહારાજ—ટેક
બબે મહીનાથી ખોવાયો, આપણો અનીરૂધ;
જાજે છોકરે જંજાલ ઘણી, રાખો નહી શુધ—ઓ પ્રભુ.

કૃષ્ણ—નાહાનુ બાળકછે નહી, કે ભુલું પડી જાય;
સેહેલાણી સેલ કરવા ગયો, આપણુ શું જાય—ઓ પ્રભુ

(નારદ પ્રવેશ કરેછે.)

એજ રાગે.

કૃષ્ણ—આવો રૂશી પધારો, કંઇ કહોની નવી વાત;
સુખી તમે જાતે ખરા, વદો કંઈ પંચાત—ઓ પ્રભુ.

નારદ—સઉ સુખી અનીરૂધ દુખી, સોણીતપુર માહારાજ;
ઓખાને એ પરણી બેઠા, બાણાસુરના રાજ—ઓ પ્રભુ.
નાગ પાસે બાંધ્યો, દુ:ખ દેછે બહુ;
કૃષ્ણજી ઉતાવળ કરો, શું હું વાત કહું—ઓ પ્રભુ.

કૃષ્ણ—ગરૂડ સજ કરો મારો, ફોજ કરો તૈયાર;
દેવ દાનવ દુખી હતા, મારૂં બાણને માર—ઓ પ્રભુ.

નારદ—ગમે તેવો આપણો, વેહેવાઈ તમારો થાય;

કૃષ્ણ—રીત નારદ જાણે નહી, પેહેરામણી અપાય—ઓ પ્રભુ.

## પરવેશ સાતમો. (સ્થલ, રસ્તો) (સોણીતપુરમાંથી લશકરની કુચ.)

(ગ્લોરી ગ્લોરી એબીસીનીઆ.) એ રાગે.

લસ્કર—બાહાદુર બનો સીપાઇ સઉ (ત્રણવાર.)
જાદવને મારીએ બહુ—ટેક.
બંદુકને તેજી તરવાર (ત્રણવાર.)
ઉપાડી કરીએ બાહાર—બાહાદુર.
દુસમનને બતાવા ત્રાસ (ત્રણવાર.)
થાય તેઓમાં નાસા નાસ—બાહાદુર.

—0:0:0—

(બાણાસુરનું લશ્કર જાયછે અને કૃષ્ણનું લસ્કર દાખલ થાયછે)

ગજલ.

(ફતેહ પોકારો ધમ ધમ.) એ રાગે.

લસ્કર—સુરવીરો સઉ સજ થાઓ, ઉમંગે બરછીઓ સાહો;
માહાભારતના ગીત ગાવો, ભાલા ભચો ભચ લગાવો-ટેક.
બાણ બળીનોછે સંતાન, ઉતારવુંછે અભીમાન;
સીવ ભુત ટોલીનો દમામ, માર મારો ખુબ તમામ-સુરવીરો.
અસુર એ આગ્નાની લોક, મારો માર મુકે પોક;
કાપો ગરદન ડોક ડોક, આપણી રાખવી નોક નોક-સુરવીરો.
ડાકેણને ચુડેલ લડનાર, સંભુ લડસે કરી વાર;
કરવી તેમની હાર હાર, ત્યારે ઉડે બાહાર બાહાર-સુરવીરો.

—0—

## પરવેશ આઠમો ( સ્થલ, રણભુમી. )

( બાણાસુર પોતાની હાર થયાથી શંભુને પ્રાર્થના કરેછે. )

( ભેરવીની ગજલ. )

બાણાસુર—સંભુજી કરો સાયરે, હાથ મારા કપાયા;
હાથ મારા વઢાયા, હાથ મારા વઢાયા—ટેક.
સરીરે નહી તાકાદ, રૂદીર વહી કરે વાટ;
ઢીલાં થયા મારા હાડ, મેહેર કંઇ કરો—સંભુજી.

( સંભુજી પ્રગટ થાયછે. )

શંભુજી—બાણ હાથ કયાં ગયા, મેંજે તુંને આપીઆ;
બાણાસુર—કૃષ્ણએતો કાપીયા,
સંભુજી—કામ કરે એ પાપીયા,
બાણાસુર—સંભુજી કરો સાયરે, હાથ મારા કપાયા;
હાથ મારા વઢાયા, હાથ મારા વઢાયા—સંભુજી.
શંભુજી—કયાં ગયો કપટી કાળો ચોર,
બળદેવ—અલ્યા ભંગી તું વીચારી બોલ;
કૃષ્ણ—નહી બળદેવ કરતું ચોલાચોલ, વિચારો વરદાન પાળ્યું.
બાણાસુર—સંભુજી કરો સાયરે, હાથ મારા કપાયા;
હાથ મારા વઢાયા, હાથ મારા વઢાયા—સંભુજી.

પદ.

( ધન્ય ધન્ય ધનકોર સારી ચાલ કાહાડી. ) એ રાગે.

શંભુજી—ઠીક થયુ ઠીક થયું, ઠીક થયું કામ;
આમ આવો આમ આવો, તમે જદુરામ—ટેક.

( સીવ અને કૃષ્ણ બને ભેટેછે. )

શંભુજી—ઓખાને બોલાવો, અનીરૂધ અહીં તેડાવો.
બળદેવ—કયાંછે અનીરૂધ અહીં,

કૃષ્ણ—સાસરામાં લે લાહાવો,

શંભુજી—ઠીક થયું ઠીક થયું, ઠીક થયું કામ.

બાણાસુર—માહારાજ મુજપર મેહેર કરી, ચાલો મારે ઘેર.

લગન મંડપ રચાવું હમણા, લગનની કરૂં પેર—ઠીક.

શંભુજી—ઠીક કહેછે કૃષ્ણ એ, આપણે વેવાઈ થઇએ;

દીકરી ઓખા પ્રથમ મારી, હરણ કીધું તારે છઇએ—ઠીક.

કૃષ્ણ—ટોલ તમારી છોડીદો, પારવતીજી બોલાવો,

શંભુજી—એતો અહીંઆ આવસે, દવાગીકાથી તેડાવો—ઠીક.

( બધાઓ જાયછે. )

---

## પરવેશ નવમો ( સ્થલ, બાણાસુરનો મેહેલ. )

( ત્યાં બ્રહમાં, નારદજી, કૃષ્ણ, લક્ષ્મીજી, બળદેવ સીવજી, પારવતી અનીરૂધ, ઓખા, બાણાસુર તથા કેટલીએક સ્ત્રીઓ પણ આવેછે. )

નારાચછંદ.

બ્રહમા—ઓખા અનીરૂધ કીર્તી તમારી બહુ થશે;

જુગ જુગ અમરનામ, તમારૂં થઈ રેહેશે.

કૃષ્ણ સીવબાણ બલીયા, પારવતી લક્ષ્મીજી;

સંબંધ સારો થઈ ગયો, ખુશાલી થઈ ઘણીજી.

( ડંકો વાગ્યોને લસ્કર ઉપડું ઝરમરીઆ ઝાલા. ) એ રાગે.

કૃષ્ણની તરફના બઈરાઓ—ઠીક થયું ઓખા પરણી સંભુજી જાણો.

નહીતો ખાત બહુ મારરે—સંભુજી જાણો.

શંભુજીની તરફના બઈરાઓ—જાણીએ તમારા કામરે—જાદવજી જાણો.

ચોરીના કરો તમે કામરે—જાદવજી જાણો.

તેડવા ગયું તું કોણરે—જાદવજી જાણો.

કૃષ્ણની તરફના બાઈઓ—તેથીજ લઈ આવ્યા જાનરે—સં-
ભુજી જાણો.

આપવા તમને આદરમાનરે—સંભુજી જાણો.
દંડમાં કાપ્યા અમે હાથરે—સંભુજી જાણો.
વેવાઈ જીવ્યા તમ પરતાપરે—સંભુજી જાણો.

——0:0——

કૃષ્ણ—બઈરાઓનું ટાયલુંજ ભારી, આવ બેટા અનીરૂધ સર-
માયછે શું કરવા એતો આપણા કુળની રીતજછે.

માહાદેવ—રૂક્ષ્મણી અને રીંછડી.

કૃષ્ણ—બધુએ, પણ ભીલડી જેવું તો નહીજ પણ હવે જરા છોક-
રાંઓને બોલવા દેશો ?

——0:0——

( કંગનવા મોરા કરસે સરક ગયોરે. ) એ રાગે.

ઓખા—સ્વામીજી મારે સારૂં તમે દુઃખ સયુંરે,
મે આવડું નોતું જાણ્યું, સખીએ રત્ન આણ્યું—ટેક.

અનીરૂધ—પ્રાણ થકી પ્યારીરે, વ્યાલુ છબી જોઈ તારીરે;
હવે દ્વારીકામાં જઈશું,
મોજ મજામાં ત્યાં રહીસું;
દીલ ગમતી હોંસ કરીસું, ફરસું સ્વચ્છપણેરે—સ્વામી.

ઓખા—પ્રીતમ તમારી મરજીરે, ધારો તેમ કરો વરજીરે;
હું આવું તમારી સાથ,
પ્રીતમ ઝાલ્યો મેં હાથ,
બ્રહમાએ મારી ગાંઠ, સાથ છુટસે નહીરે—સ્વામી.
( બધું પાત્ર સાથે મળી ઈશ્વર પ્રાર્થના કરેછે. )

( ફતેહ પોકારો ધમ ધમ. ) એ રાગે.

બધા—જગ કરતાને ધન ધન,
નમન કરીએ તન મન,
પ્રાર્થના કરીએ સરવેજન,
કરીએ સઉ વંદન વંદન—ટેક.
ઓખા અનીરૂધનો મેલાપ,
ચીત્ર લેહાના પ્રતાપ,
બીરાજ્યા પ્રભુ આપો આપ,
સીવજીના સરાપ સરાપ—જગ કરતા.
પ્યારનું આછે આખ્યાન,
ઓખા બાઈનું કીધું બ્યાન,
અનીરૂધ પદ્મન સંતાન,
ટુંક ટુંક કીધું બ્યાન બ્યાન—જગ કરતા.
લ્હેરી લેહેજતદાર લખાણ,
ગુણીજન કરે ગાન,
સ્વાદીષ્ટજન કરેછે પાન,
વાચે સુરમાં રાગ તાન—જગ કરતા.

રચનાર
રા. રા. અમરતલાલ નારણદાશ લ્હેરી.

# નંદરાજા અને સતી સુલોચના

અ થ વા

# નંદ બતરીશી નાટકમાં ગવાયલાં ગાયનો.

——o:o:o——

### ઈશ્વર પ્રાર્થના.

( ખુદાવંદે દો આલમરા, કરીમા પાસબાં દાવર. ) એ રાહ.

ઓ ઈશ્વર તું ખરો સાહેબ, પવીત્રછે હમારો હર;
નથી તારા વીના બીજો, કોઈ સંસારનો પરવર—ટેક.
રચ્યું એક પળમાં સૌ મંડળ, એવોછે તું શક્તિવાન;
નથી તારાથી કોઈ અનજાન, તારો આભારછે હમપર—ઓ ઈશ્વર.
જગત તારા સ્વાધીનમાં, કીધું પરવેશ આ આધીનમાં;
જડયો આકાશ પ્રાચીનમાં, કળા તારીછે ધન ધન હર—ઓ ઈશ્વર.
પ્રભુ શુભ લછન કીધાં, પ્રસન થઇ દરશણ દીધાં;
બ્રહમ સ્વરૂપ વરણ સીધાં, કર્યાં આણંદ તું શંકર—ઓ ઈશ્વર.
હરી હર હર જપીએ નીત, તું સઘળું રાખ હમારૂં ચીત;
છે "સૈયેદાની" એવી રીત, વચન મારો તું પ્રસીધ્ધ કર—ઓ ઈશ્વર.

——o——

### ધોબીની આગળ રાજાએ પોતાનું નામ પરગટ કરવું.

બેત.

રાજા—કરૂં પલવારમાં હું રાયને રંક,
રંકને કરૂં પલવારમાં રાય,

મારે વશ સૌ કોઈ, કોઈને વશ હું નહીં,
પુત્ર, મીત્ર, સજ્જન, સૌને સરખાં રાખું હું,
મારણ પાલન કરનાર છું હું,
માત્ર એક પર દેહમાં જીવ ઘાલી શકતો નથી,
બાકી જીવ વગર હું બાહાર નીકળતો નથી.

—0:0:0—

## ધોબી પોતાનું નામ પરગટ કરેછે.

છપ્પો.

ધોબી—અંગે રંકને રાય ધરે, રંક રાજાસો દીસે ખરે;
શોભે માહા સુલતાન, પામે ખુબ માન.
એક વસાનો જન, તેને કરૂં લાખ વસાનો જન;
જે જગતનું ઢાંકણ રૂપ શોભાવે તાહેરૂં,
તેને હમે શોભાવીએ સમજી લો નામ માહેરૂં.

—0—

## ધોબી રાજા આગલ સુલોચનાનું નામ પરગટ કરેછે.

છપ્પો.

ધોબી—વરણ સૌથી રાંક, રાંક રાજાથી જાણો;
જાતી શીરોમણ રાણ, આણ માને જશ જાણો;
તમને જીતેતે, તે તમથી નવ જીતાએ;
પદમની નારનો તે, ધણી કેહેવાયે.

—0:0—

## રાજાની મતી ફરવાથી આકાશવાણીથી રાજાને શીખામણ મલવી.

( કામણ દીસેછે અલબેલા, તારી આંખમારે. ) એ રાહ.

જુઠું જુઠું જીવત ખરું જાનમારે, રાજા માનમારે—ટેક.
જુઠી જનુની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા;
કાચ કુંપછે કાયા, રાજા માનમારે—જુઠું જુઠું.
આતશબાજી કોઇ નવસાજી, તે દેખી શું થાયછે રાજી;
આ બાજી તું આશામાની, માનમારે—જુઠું જુઠું.
ફોકટ ફેલ કરીને ફટકે, ઇશ્વરને ચરણે અટકે;
દુષ્ટ નજરે ભટકે, પડે નર્કમાંરે—જુઠું જુઠું.
ધીરજ રાખી મનમાં વિચારો, સત્યપણુંછે તુજમાં ભારી;
બેબનસે ખોટા રાજા માનમાંરે—જુઠું જુઠું.

## ગુણકાએ રાજાની દરબારમાં ગાયલી કીરતી.

( જોગી મોરા રામા કાંહાં ગયોરે. ) એ રાહ.

નંદરાયજી પંકાયા તમે પુરમાંહીરે, ( બે )
પુરમાંહીરે ભલા પુરમાંહીરે—ટેક.
કીરતી પથરાઇ આપણી ભરપુરે,
શુરથકી હું આજે વંદુરે—નંદરાયજી.
સતવાદી કેહેવાયા, દુનીઆમાંછો દાહયા,
વાયા કોઈ થકી નહી જાયોરે—નંદરાયજી.
ચંચલ પ્રધાન, છે નીતીવાન;
ધ્યાન એનું છેજી તમારી માંહીરે—નંદરાયજી.
રૈયત આપણી નીરભય, ચાહેછે આપણો વિજય;
ભય રાખે નહી કોઈ નગ્ર માંહીરે—નંદરાયજી.
આયુષ્ય વધજો તમારું, ચાહીએ હમે વારૂ;
ઇશ્વર સારૂં તમારૂં કરોરે—નંદરાયજી.

## રાજાએ સભામાં પ્રધાન ઉપર ગુસ્સે થવું.

બેત.

શું સભા મધે જાય મારૂં વચન, ત્યારે હું શેનો રાજન.
આપજોગતો પેહેલો મને, ત્યાર પછી નડસે તને.
હમણા જઇ ન કરો સહી, તો આજ થકી પ્રધાનજ નહી.
ચાકર હોય તે પાળે બોલ, માણસ હોય તે પાલે કોલ.
મહીપતીનું રાખે માન, તેનુંજ નામ પુરો પ્રધાન.

—0:0—

## રાજાએ સુલોચનાની છબી જોઇને મોહી પડવું.

( બાજે બાજે બાજેરે આજ બંગાલમે ઘુંઘરી બાજે. ) એ રાહ

લાગીછે મોહન કટારીરે, મને મોહન કટારી લાગી;
લાગી લાગી લાગીરે, મને મોહન કટારી લાગી—ટેક.
તું મારૂં તનને તું મારૂં ધનછે, તું પ્રાણ પ્રીયાછે મારીરે-મને.
તને જોયા વિના મન મારૂં ભમતું, તુજ વિના દુનીઆ
આકારીરે—મને
મારૂં દીલ ખુશી કયારે થાયે, તને કરૂં મારી રાણીરે-મને.

—⊂:o:⊃—

## રાજાએ પ્રધાનના ઘરનું બારણું ઠોકવાથી પ્રતીહારે પુછેલો સવાલ.

બેત.

કોણછેરે ભાઈ માહાજન રાત, જેબી હોય તે આવજો પ્રભાત;
નહી ઉઘાડું મારૂં દવાર, ખોટી થાસો નહી લગાર;
જાગ જે કોઈ ધનનો ધણી, જાગે જેને ચિંતા ઘણી;
જાગે અંધારી રાતે ચોર, જાગે મેઘ વરસતે મોર;
જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીઓના બાપ;

જાગે જેને માથે વેર, જાગે જે કરે બહુ કેહેર;
જાગે જે જગનો જગદીસ, જાગે જે દાની દાન જોસીસ;
જાગે જે કોઇ હોય જાર, જાગે સકુલ કુલની નાર;
જાગે જેના દેહમાં રોગ, જાગે જે કોઇ સાંધે જોગ;
કોણછે ભાઈ માહાજનરાત, જેવી હોય તે આવજો પ્રભાત.

——:0:——

## રાજાએ પ્રતીહારને આપેલો જવાબ.

બેત.

ઉઘાડ ભાઈ હું છું નંદનરેશ, પ્રધાન ઘર કરવો પ્રવેશ;
ઘણું જરૂરનુંછે મારે કામ, તે માટે આવ્યોછું આ ઠામ;
સીઘ્ર ઉઘાડો પગે લાગ, જે જોઇએ તે મુજપાસ માગ.

——0——

## પ્રતીહારે રાજાને આપેલી શીખામણ.

બેત.

સાંભળો રાજન મેં વર્તયું તમારૂં મન,
આવેલા ચોર નીસરે કે રમવા નીસરે જાર;
માટે જાવો પાછા ફરી રાખી પોતાનો ભાર,
પ્રધાન ઘર નહી માહેરો, સ્ત્રી સાથ શુંછે કામ;
અડધી રાતે એખલા કેમ આવ્યાછો આ ઠામ;
તમો રાય પુરૂષની જાત સ્ત્રી સાથ શી કરવીછે વાત.

——0:0——

## રાજાએ ગુસ્સે થઈ આપેલો જવાબ.

બેત.

હું જેમ જેમ રાખુંછું ભાર, તેમ તેમ તું લગાડેછે વાર;
હમણા વાત કરૂં સેહેલ, ઉઘાડ નહીતો તોડાવીશ આ મેહેલ;

મારેતો મન નથી કાંઇ એદ, તું મનમા આણેછે ભેદ;
પ્રધાનનો તો પ્રાણજ લઉં, તુજને તો ભારે દંડ દઉં;
તેમાં તારૂં શુંછે જોર, નગર વસે તે મારો ચોર;
તુજમાં દાહાપણ હોય આજ, ઉઘાડ સરસે તુજ કાજ.

—o:o—

## પ્રતીહારે લાંચ લીધાથી રાજાએ પોતાના મન સાથે વીચાર કરવો.

ચોત.

દ્રવ્ય દેખી કરે સૌ પ્રીત, દ્રવ્ય દેખી કરે વિપ્રીત;
દ્રવ્યે જીવ જાયે અમે દ્રવ્યે રહે, દ્રવ્ય ઘેલાને દાહ્યો કહે;
દ્રવ્ય ચોર અને દ્રવ્ય શાહ, દ્રવ્યે રંકને દ્રવ્યે રાહ;
પ્રથ્વીનું કારણ તે દ્રવ્ય, દ્રવ્ય થકી શોભે સર્વ;
બીટી જો દીધી પ્રતીહાર, ત્યારે તેને ઉઘાડયું દવાર;
માટે દ્રવ્ય તુંજછે મોટું, તુજ વિના સર્વે ખોટું.

—o—

## રાજાની મતી ફરવાથી પ્રતીહારે ઈશવરને કીધેલી અરજ.

દોહોરો.

ધર્મ કર્મ સૌ વિસર્યા, થયો અગ્નિવશ અંગ;
બીજુ કાંઈ સુજે નહી, શહામાં શું લાગ્યો રંગ;
વિસર્યા ઇષ્ટ ગુર દેવતા, વિસર્યા લાજ મરજાદ;
વિસર્યા મેહેલ પુર મેડીઓ, પ્રેમદા શું લાગ્યો વાદ;
ધર્મ રાજાને શોભતું, નથીરે એવું કામ;
વીવસ ચીતથી આવ્યા, છલ કરવા આ ઠામ;
માટે ઓ પરમેશ્વર કરૂણા કરજો આજ;
સતીતણું સત રાખવા મેહેર કરો માહારાજ.

## રાજાને આકાશવાણીથી શીખામણ મલવી.

( બદલ ગયો નયનારે. ) એ રાહ.

સતીને ના સતાવરે, સતીને ના સતાવરે;
હો નંદરાયજી, હો નંદરાયજી—ટેક.
કુકર્મનું કામ નહીજ સારૂં, દુષ્ટ કર્મછે નઠારૂં;
ચંદ્ર થઈને આતુર ચુકયો, તેમ થશે નક્કી તારૂં—સતી.
રાવણ સીતાને હરણ કરીને, આખર તે નહીં ફાવ્યો;
હનુમાનજીએ લંકારે બાળી, રામચંદ્રે દબાવ્યો—સતી.
એવા સમર્થનું ચાલ્યું નહીરે, ન ચાલશે તારૂં કાંઈ;
માટે વીચારી સમજ રાજા, દીલમાં રાખ સફાઈ—સતી.
ચંચલ રાજા ઘણું શું કહું, દીલમાં સમજોછો બહુ;
ઇશ્વરની મેહેરથી શીખજદેશો, વીચાર કરોછો શું બહુ-સતી.

—:0:—

## પ્રધાનના આવવાથી રાજાએ ખુશાલીનું ગાયન ગાવાને ગુણકાને ફરમાવવું.

( જોગી મારા રામા કાંહાં ગયોરે. ) એ રાહ.

આવ્યા આવ્યારે પ્રધાન ચંચલ આવ્યારે; ( બે )
અશ્વ અમુલ્ય ખરીદ કરી લાવ્યારે—ટેક.
રાજા થયા ખુશી, રૈયત પણ થાશે ખુશી;
ખુશ ખુશાલી દરબારે થઇરે—આવ્યા આવ્યારે.
ચયાતા અપસુકન લેવા ગયા ત્યારે;
તે અપસુકન કયાં જતા રહયારે—આવ્યા આવ્યારે.
ચંચલ પ્રધાન વિચાર, એવા વેહેમ ન કરીએ;
એવા સુકનથી નહી ડરીએરે—આવ્યા આવ્યારે.
દલગીરી થઇ દુર, ખુશાલી થઇ ભરપુર;
ઈશ્વર ખુશાલી હમેશ એવી આપોરે—આવ્યા આવ્યારે.

# પ્રધાનના અંતઃકરણમાં અધર્મનો પ્રવેશ થવાથી પોતાની સ્ત્રીને ધીક્કારવી, અને બનેની વચ્ચે અરસપરસ થયેલા જવાબ.

( કંગનવા મોરા કરસે સરક ગયોરે.) એ રાહ.

સુલોચના—સ્વામીજી મારા હૃદયથી રીસ છોડોરે,
હું કહું છું સાચી વાત, માનોજી ખરેખાત—ટેક.
આપણ લગાડ્યું નથીરે, જાતે હું છું સતીરે;
ઇશ્વરે રાખી લાજ, સમજોની સ્વામીરાજ;
તમે રીસ છોડો આજ દાઝ લાવો મારીરે—સ્વામીજી.

પ્રધાન—દુષ્ટ તું શું બોલેરે, મીથ્યાવેણ તોલેરે;
વિટીને શાલ કયાંથી, ગળામાં હાર સાથી;
શક ખરો મને આહાંથી કયાંથી તું સમજાવેરે—સ્વામીજી.

સુલોચના—ખોટી નજરે આવ્યોરે, રાજાતો નહી ફાવ્યોરે;
દીકરી કરી હાર આપ્યો, પીતા કરી મેં થાપ્યો;
પુન પરતાપે દોપ કાપ્યો, આપ્યો મને હારરે—સ્વામીજી.

પ્રધાન—ભાઈ બાપ કોને કેહેછેરે, શીખામણ કોને દેછેરે;
મન વશ ન રહયું તારૂં, શું સમજાવેછે વારૂં;
નુર ખોયુંછે તેં, મારૂં તારૂં કાળું કરરે—સ્વામીજી.

સુલોચના—પીયુજી જરા વીચારોરે, અબળાપર દયાં લાવોરે;
નીર અપરાધી છું હું, શી દુઃખની વાત કહું;
ઈશ્વર જાણેછે સઉ બહુ નહી બોલાવોરે—સ્વામીજી.

પ્રધાન—ડાઘ મારા મનમારે, વ્યાપી રહયો તનમારે;
ખપ નથી મને તારો, પીએર જઇ પધારો;
ગમે તેમ મોજ મારો, તારો ઘાત થાશેરે—સ્વાતીજી.

—:o:—

## પ્રધાને સુલોચનાને કાઢી મુકવાથી સુલોચનાએ કીધેલો વિલાપ.

### લલીત છંદ.

અરર કોપ શું ઈશનો થયો, ગરીબનીપરે કેમરે રૂઠયો;
કવણ વાંકથી કર્મ આ ફુટ્યું, કર્મ હીણ હું કયાં હવે જવું.
નીષ્કલંકી હું તે છતાં કહે, અધર્મ જારની પાપણી મને;
નહી શુણાયલા બોલ કેમ શુણું કર્મ હીણ હું કયાં હવે જવું.
મનની વાત સૌ મનમા સમે, કુપની છાયડી કુપમા સમે;
દુઃખતણી વીતી કોણને કહું, કર્મ હીણ હું કયાં હવે જવું.
અરર સ્વામીરે શી વલે થસે, દીવસ દોહયલાં શી રીતે જશે;
અરર કોણને દોષ હું દઊં, કર્મ હીણ હું કયાં હવે જવું.
મર્મ બોલતો લોક ઉચ્ચરશે, તીરસકાર સૌ મુખથી કરસે;
મુખ શું લઈને પીયરે જવું, કર્મ હીણ હું કયાં હવે જવું,
અરર લાજ તું રાખજે હરી, સ્વામી માહેરો કેમ ગયો ફરી;
નસીબ માહેરૂં આજરે ફુટયું, કર્મ હીણ હું કયાં હવે જવું.

---0:0:0---

## કામદારે રાજાના મેહેલમાથી સુલોચનાની છબી લાવવી અને પ્રધાનને આપવી અને તે ઊપર પ્રધાને વિચાર કરવો.

### બેત.

હા ! હવે મારી પુરી ખાતરી થઈ, કે અંતે સુલોચના રાજા સાથે લપટાઈ;
પણ એ સુલોચના તારા ફરેબને ઢોંગ, અને તે સાથ તે તરેહવાર દેખાડયા સોંગ;

જે જોઈ આ કાળજાપર પડયો દુ:ખી વિચાર, જેથી નથી રહયો
મારામાં ઈનસાની ભાર;
હવે તેં કીધી મારી દોલતને આરામ હરામ, તારા બુરા વીચારથી
બરબાદ કરીશ રાજાનો પ્રાણ.

—:0:—

## સુલોચનાએ પોતાના સ્વામીના કાલાવાલા કરવા અને પ્રધાને તેનો તીરસ્કાર કરવો.

બેત.

સ્ત્રીની દુષ્ટ ચાલથી થાયેછે હાણ, વીપત અને દુ:ખ સોસી જાયે-
છે પ્રાણ;
સ્ત્રીની દુષ્ટ ચાલથી નીપજેછે માઠાં સાર, મારા જેવા દુ:ખી પતી-
ઓ થાયછે હારમાર;
ઇશ્વર વિસે કેવો હોય દુ:ષ્ટ નારીને ખ્યાલ, જેમ આંધળાના હાથ-
માં બળતી મશાલ;

—0:0—

## સુલોચનાએ પોતાના સ્વામીને આપેલો જવાબ.

બેત.

અરે પ્યારા સ્વામીરે વાહાલા ભરથાર;
વગર વાંકે ના બોલો માઠા શબ્દ લગાર;
આવા દુષ્ટ શબ્દથી ધુજેછે મારૂં શરીર;
એવા ખોટા વેહેમથી મારૂં મન જાયછે ફરી;
રે વાહાલા ! હું તમારી પરણી સ્ત્રીછું;
તમારા રૂદય સિવાય સર્વથી દુરછું;
સલુકાઈને નીતીનોછે મારામાં ભંડાર;
નેકીના સતીપણામાં હું છું અપાર;

## સુલોચનાએ પોતાના સ્વામીને અનેક રીતથી સમજાવતાં તે નહી સમજવાથી ઈશવરને અરજ કરવી.

( કાંહાં પાઊં કાંહાં પાઊં યાર. ) એ રાહ.

કયાં જાઊં કયાં જાઊં આજ, પ્રભુ હું કયાં જાઊં કયાં જાઊં આ-
જ—ટેક.

આંખ ફરકતી હતી મારી જેવારે, સ્વપ્ને રીસાયો મુજતાત—પ્રભુ.
વિવલ થઇ આવ્યો દેખાયો, સતવાદી નંદ માહારાજ—પ્રભુ.
દીકરી ગણીને હારજ આપ્યો, થાપ્યો પીતા કરી મેં તાંહાજ—પ્રભુ
કેમ કરૂં કયાં હવે હું જાઊં, ઇશ્વર તું રાખજે લાજ;—પ્રભુ.

—:o:—

## પ્રધાને નીરદય થઈ સુલોચનાને કાઢી મુકવી અને રાજાનો પ્રાણ લેવાનો વિચાર કરવો.

( કામણ દીસેછે અલબેલા તારી આંખમાંરે. ) એ રાહ.

ફટફટ ભુંડી લજાવ્યું મારા કુળનેરે;
નકટ કુળનેરે, ખાધી ધુળનેરે—ટેક.
મળી ગઈ રાજાની સાથે, છેડો મુકયો તારે માથે;
હાથે માથાંમાં ઘાલી ધુળનેરે—ફટફટ.
બેબુનીઆદ થઈ તું નારી, મારે મન તું થઇ અકારી;
મોહીત રહી બાવળની શુળનેરે—ફટફટ.
વઈલોચનછે નામજ મારૂં, કરૂંછું કામ હું ધાર્યું મારૂં;
નીશ્ચે લીધું રાજાના મૂલનેરે—ફટફટ.

બેત.

છુપું રાખી દીલમાં કીનાનું ઝેર;
રાજા આગળ જાઊંછું મોડે રાખી મીઠાસને મેહેર.

# સુલોચનાએ પોતાને પીએર જતી વખતે જંગલમાં કીધેલો વિલાપ.

( પીયાકે ચીત્રબન પ્રીતમ પ્યારે. ) એ રાહ.

દીનબંધુ તું થઇને દયાળું, કેમ અબળાને ઝુરાવેરે—ટેક
જંગલ જંગલ રખડી હું થાકી, વાઘ વરુતો દરાવેરે;
પરમ કૃપાલુ છો પરમેશ્વર, દુઃખથી ન કેમ છોડાવેરે—દીનબંધુ.
રસ્તો નથી જડતો પીયેરનો, આથી તું મુજને હરાવેરે;
ભક્તિ તારી હું દીનનીશ કરૂં, કેમ ન દીલમાં દયા લાવેરે-દીનબંધુ.

———0:0———

સીતાજીના મહીનાની રાહ.

રખડી રખડી થાકી જંગલમાંહે, નથી કાંઈ સુજતું;
કોમળ રૂદય કરે કલ્પાંત, સદાએ સુખી હતું—ટેક.
નંદ રાજાએ આવી બગાડયું, માહારૂં કાજરે;
પ્રાણ પતીએ તજી મને છેક, ઉતરાવ્યો મુજ સાજરે-રખડી.
શીર છત્રના દરશણ સીવાયે, રેહેવું તે દુઃખ બહું;
દુઃખની વીતેલી આ વાત, જઈ કોને કહું—રખડી.
દીનબંધુ હું તુજને વંદુ નમ્રતાથી આજરે;
નથી બીજો એકે ઉપાય રાખ મુજલાજરે—રખડી.

——:o:——

લલીત છંદ.

કેમ હવે કરૂં કંથને મલું, અરર કંથડા વિયોગથી બળું;
કર્યાં હસે અઘોર પાપ મેં અરે, સજા થઈ મને હાય હાયરે.
નથીજ માહેરૂં કોઈ આ ઠામરે, અરરછે પ્રભુ તારૂં નામરે;
શું કરવા અરે જન્મ આપીયો, અપરાધ શો કર્યો દોષ લાગીઓ.

## સુલોચનાના અતીશય કલપાંતથી આકાશ-વાણીએ આપેલી ધીરજ.

( સખુરરે સખુરી તું પકડ ગુલનાર. ) એ રાહ.

ધીરજધર ધીરજધર સુલોચના નાર;
સતી થઈ કેમ ખાયેછે તું હાર—ટેક.
અધર્મએ પકડીછે તારીરે પુઠ;
સત ચુકવવાને ફરેછે એ મુઢ—ધીરજ.
નકી માનજે સત્યનો છેરે જય;
સતીનાર તું રાખતી નહી ભય—ધીરજ.
પ્રભુ સત્યનો નીગેબાનછે;
સત્ય ઉપર સદા તે મેહેરબાનછે—ધીરજ.

—:0:—

## સુલોચનાને માથે વાણીઆનો છોકરો મારી નાંખવાનુ ખોટુ આલ આવવાથી તેણીએ કીધેલો વીલાપ.

( કુંવરી કુવર મારા લાડકા. ) એ રાહ.

કયાં જાઉંને હું શું કરૂં, કરૂં જીવન ત્યાગ;
દુઃખ શી રીતે સંઘરૂં ન સુજે એકે લાગ;
સુખ સદા ગયું હાથથી.
ઘરની નીકલી વનમાં ગઈ, વનમાં લાગીજ આગ;
આ વાત જઈ કોને કહું, કયાંથી નીકળ્યું અભાગ;
સુખ સદા ગયું હાથથી.
રઝળતી મરીશ હું ઓ હરી, કરૂં હવે શું ઉપાય;
માઠી દશા થઇ માહેરી, પ્રભુજી કરો સાહે;
સુખ સદા ગયું હાથથી.

છોકરાનું મૃત્યુ સાથી થયું, હું છું નીરઅપરાધી છેક;
શેઠાણી કહે દાકણી મને, શેઠ શાણો વિવેક;
સુખ સદા ગયું હાથથી.
સ્વામી કેવાછે માહેરા, કેવાછે મુજતાત;
દુઃખની વીતી કોણ જાણસે, ખ્યારી મુજ માત;
સુખ સદા ગયું હાથથી.

—o—

## સુલોચનાએ પોતાના પીતાના ઘરમાં કરેલી ઈશવર પાર્થના.

(બાજે બાજે બાજેરે આજે બંગાળમાં ઘુંઘરી બાજે.) એ રાહ.
કરવું હવે શું મારેરે પ્રભુ કરવું હવે શું મારે;
હું રહીછું તારે આધારેરે, પ્રભુ કરવું હવે શું મારે—ટેક.
સત્ય મેં મારૂં મુકયું નથી મેં, વારે માગી તું ચાલેરે—પ્રભુ.
ફોગટ નંદરાજાએ બજવી, અમરથો આવ્યો દવારેરે—પ્રભુ.
સતી સીતાને સાહે કરી તેં, દ્રૌપદીના પટ પુર્યારે—પ્રભુ.
લજા રાખો તમો તે પ્રમાણે, હું પણ આશરે તમારેરે—પ્રભુ.

—o:o—

## નેનકમલશા, નંદરાજા, સતીસુલોચના, અને પ્રધાન, એઓએ ચોપટબાજી રમતી વખતે બોલેલા દોહેરા.

નેનકમળશા—ગંગોદક નીરમળ જશું, સદા પવીત્ર સાર;
એવું કુળ હોય માહેરૂં, તો પડ પાસા પોબાર. (પડયા.)
નંદરાજા—હંસ ગયો સરોવર વિશે, દીઠું અમૃતસાર;
દીઠું પણ પીધું નહીંતો, પડપાસા પોબાર. (પડયા.)
સુલોચના—સીંહ મુછ ભોરંગમણી, કરપીચન સતીનાર;
જીવ ગયે પર હસ્ત જશેતો, પડપાસા પોબાર. (પડયા.)

પ્રધાન—સર્પ દેખી ભીતીનવ કરે, ચોર આગળ ભંડાર;
કામી આગળ કામની રહે, તો પડ પાસા પોબાર.

બેત.

બીજીવાર નાખો જો પડે, મારે મન અચરત તે અડે;
એકવાર પાધરૂં આવે સોય, સાચું તે માને નહી કોય.

નેનકમળશા—કહું છું તમને સાચી વાણ, સાંભળો સર્વે ચતુરસુ-જાણ;
સાચો ઈશ્વર પુરે સાખ, નાંખોવાર હજારો લાખ.

દોહેરા.

નેનકમળશા—આંબે આંબજ ઉતરે, કેળાં કદલીક સાર;
બરાસ વાસ છોડે નહી, તો પડપાસા પોબાર. (પડયા.)

નંદરાજા—દેરૂં દીઠું દેવનું, દરશન કરવા જાય;
દરશન પણ પરશન નહી, તો પડપાસા પોબાર (પડયા.)

સુલોચના—તેજી સહે નહી તાંતણો, સુરો સહે નહી માર;
કુવચન સતી સહે નહી, તો પડપાસા પોબાર. (પડયા.)

પ્રધાન—સામાસેંન્ને સંચર્યા, સુંદર દેખી નાર;
વીવળ થઈ પાછો ફરે, તો પડ પાસા પોબાર.

બેત.

સજ્જન દીલમાં ધરજો ખ્યાલ, સાંભળીને મારો હેવાલ;
ત્રીજીવાર પડે પોબાર, તો વાત માનું હું નીરધાર.

દોહેરો.

નેનકમળશા—સીતાસમી નહી સુંદરી, વિદ્યા ધર્મ વિચાર;
સોને સામ અડે નહી તો પડ પાસા પોબાર. (પડયા.)

નંદરાજા—ભોજન પીરસ્યું થાળમાં, આપે કરવા હાર;
દીઠું પણ ચાખ્યું નહી, તો પડ પાસા પોબાર. (પડયા.)

સુલોચના—ઈશ્વર બેલી સર્વનો, નો ધારાનો આધાર;
સતરાખે સતીતણું, તો પડ પાસા પોબાર. (પડયા.)

પ્રધાન—મની આગળ પય રહે, અગ્નિ આગળ ઘ્રનસાર;
ભુખ્યા આગળ ભોજન ન રહે, તો પડ પાસા પોબાર.

બેત.

શાસ્ત્રને માનેછે સૌજન, કહું છું સાંભળો રાખી મન;
વેદ વચન કેહેવાય ચાર, પડે પોબાર માનું નીરધાર.

દોહેરા.

નેનકમળશા—સત્યે બાંધી મેદની, સત્યે બાંધ્યો સંસાર;
જો સત હોય આ દીવસે, તો પડપાસા પોબાર. (પડયા.)
નંદરાજા—રત્ન અમુલ્ય શોભા ઘણી, લાભે ગયો તે ઠાર;
દીઠું પણ લીધું નહી, તો પડ પાસા પોબાર. ( પડયા. )
સુલોચના—સત ચુકે જો સાધ્વી, તો ધરતી ન ઝીલે ભાર;
એવું સત હોય મુજમાં, તો પડ પાસા પોબાર. (પડયા.)
પ્રધાન—અરૂણ આગળ આરસી રહે, ઇંદુ આગળ અંધકાર;
જાર આગળ જુવતી ન રહે, તો પડ પાસા પોબાર.

---

## સુલોચના પોતાના પતીને સમજાવેછે.

( ભલાજી મેં તો ગધ્થી ગળારૂકી સાથ. ) એ રાહ.

માનો માનો સ્વામીજી મારી વાતરે;
હું કહું છું તમોને ખરેખાત—ટેક.
પતીવ્રતાપણું મુક્યું નથી મેં;
કલંક મુકોછો શાને માટરે—હું કહું છું.
તન મન સોંપી દીધુંછે તમને;
અવર કોઇ નહી સંગાતરે—હું કહું છું.
હઠીલા થાવો નહી મારા વાહાલા;
પીયેરમાં પછાડું છું જાનરે—હું કહું છું.
દીલ દયા લાવો મને નહી દુભાવો;

તેડી જાવો મનેરે તમો સાથરે—હું કહું છું.
વાહાલા પ્રાણ પ્યારા, ઉતારો દુઃખના ભારા;
ખુશી થાયે પીતાને માતરે—હું કહું છું,

—o—

## જંગલમાં પ્રધાને પોતાના મન સાથે વીચાર કરવો અને રાજાનો પ્રાણ લેવો.

### બેત.

હાઃ રાજાપર લેવા મુજનુ વેર;
એનુ કાળજું ફાડું તો, વળે મુજનું કહેર.
જેમ શીલસુફનું કામ નહી સમજે ધોબી;
તેમ રેઃ ચંડાલ તેં નહી પીછાની મારી ખુબી.
રે ! મુજી તેં નહીં બુજી મારી મેહેનતની કદર;
સુલોચના આગળ ગયો રાખી બદ નજર.
દગો કરી તું મારેથી નથી ફાલવાનો;
દગો આ બંજરે તને ઠાર કરવાનો.
દગાખોરછે ઇશ્વરનો બુરો ચોર;
બીજાને દુઃખી કરતાં, પોતેજ થાયછે ઢોર.
માટે તું ચંડાળને જીવતો રાખવો લાયક નથી;
તું પાપીને મારવામાં કસું પાપજ નથી.
તું ચંડાળના જીવવાથી પ્રજા દુઃખી થશે;
ને દુષ્ટ નજરથી સર્વે સ્ત્રીઓની લાજ લુટસે.
માટે આ બંજરથી લેઉં તારો પ્રાણ;
ને પછી કરૂં પાપી સુલોચનાની હાણ.

—0:0—

## પ્રધાને રાજાનો પ્રાણ લેવો અને રાજાએ આખરીનું ગાયન ગાવું.

લુસી નીલની રાહ.

અરે એ પ્રધાન કીધું શું આ તેં કામ;
જંગલ દરમ્યાન તેં લીધો મારો પ્રાણ—ટેક.
રદયમાં દાઘ રાખી લીધું તેં તારૂં વેર;
દુષ્ટ કામથી નકી થાસે નગ્રમાં બહુ કેર—અરે.
ન આવી મુજ બાળની તુંનેરે દયા;
મુજ બાળ ઉપર કરજે ઈશ્વર તું મયા—અરે.
કરપીણ કાળા કામ કરનાર તું રાખજે તપાસ;
કીધા કરી બજાવજે મારી તું તો લાસ—અરે.

---

## રાજકુંવરનું આવવું અને પોતાના પીતાનું શબ જોઈ રૂદન કરવું.

લલીત છંદ.

અરર એ પ્રભુ આવડાં કશા, દુઃખ વાદળાં હું શીરે દશા;
ગજબ સો થયો દાટ શો વલ્યો, નશીબનો ફુટયો હું નીસર્યો;
ખુન થયું કેમ મુજ તાતનું, પ્રથમ રાતનું કે પ્રભાતનું;
અરર ઘાવ આ સાથી રૂજસે, પ્રીય પીતા હવે કયાંથી આવસે;
પુત્ર કહી મને કોણ તેડસે, મુજ દુઃખે દુઃખી કોણરે થસે.

---

## રાણી આવેછે અને રૂદન કરેછે.

લલીત છંદ.

અરર એ પ્રભુ હાય હાયરે, જીવન એકને જુદી કાયરે;
ધડ ઉખેડીને શીશ કાપીઆં, સુખ ઉસેડીને દુઃખ આપીઆ.
ભવ તુટી પડયો ભારે દુઃખનો, નીશ ગલી ગઈ દીસ સુખનો;
રતન લુટીઉં ક્રુર કાળ તેં, ભર સમુદ્રમાં ડેલાને ગને.

આમા નહી શકયો કાળ મુજનો, ઝડપ ગોઠવી દુઃખ ફોજનો;
સમય રૂઠીઓ ક્રુર લેખથી, સમજી નહી રહી દેખરેખથી.
કદી ન આવશો શી ગતી થસે, અબુધ બાળનું પ્રશ શું થશે;
તજી ગયા કોહો કોણ આસરે, અવર કોણનોછે વિશ્વાસરે.
પીતા વના કહે બાળને સઉ, અરર કંથ આ કલેશ કાં સહુ;
અરર હાયરે હાય હાયરે, રદય ફાટીને રાખ થાયરે.

## સીપાઈઓનું પ્રધાનને બાંધીને લાવવું અને રાજકુંવરે તેને પુછવું.

### બેત.

રએ વજીર જુઠું બોચરે, આવ્યો કાળવણ ખુટ મરે;
નહી મુકુ તુજને આદીશ, નીચ પાસે છેદાવું શીશ.

—0:0—

## પ્રધાને રાજકુંવરને આપેલો જવાબ.

### બેત.

મુજને અશ્વ લેવા મોકલ્યો, મારે મોહોલ આવ્યો એખલો;
વીટી શાલ દીધી પ્રતીહાર, મુજ પત્ની સાથ રમ્યો તે જાર.
માટે મુજને આવ્યો ખાર, મેં માર્યો રાજા નીરધાર,
વણ વાંકે મારે આપેર, તો પેલ ભવ વાળીશ હું વેર.

—0:0—

## પ્રધાનના બોલવાથી રાજકુંવરે આપેલો જવાબ.

### બેત.

પ્રધાન નહી હતો એવો મારો બાપ, પતીજ કરી આપેતો ખુન કરૂં માફ;
નહીતો તુજને મારૂં આદીશ, નીચ પાસે છેદાવું શીશ.

## એટલામાં સુલોચનાનું આવવું અને રાજ કુંવરે તેને કેહેવું.

સાચું બોલ અએ સતીનાર, જેથી ઉગરસે તારો ભરથાર;
નહીતો એને મારૂં આદીશ, તે હત્યા બેસસે તુજ શીશ.

—:0:—

## સુલોચનાએ રાજકુંવરને આપેલો જવાબ.

### બેત.

સતી જુઠું બોલે જારે, બ્રહ્માંડ તુટી પડે ત્યારે.
સતીનાર જો બોલે આળ, તો પ્રથ્વી જાય પાતાળ;
સતી સત જો ચુકે આજ, તો વિશ્વાસનું કોણ કાજ ?
સતનો સુરજ સાખીયો, સતનો બેલી સૌ કોઈ;
સતી સત ચુકે નહી જો કુળ અવલ હોય;
કહોતો અગ્નિ ઉપાસીએ, કહોતો રાંધુ ખીર;
હસ્તી બાંધુ કાચે તાતણે, એટલી રાખું ધીર;
કહોતો જળ બાંધું ગાંઠડે, કહો તે કરૂં ઉપાય;
કરી દેખાડું પારખું પતીજ તમારી થાય.

—0:0:0—

## સુલોચનાના બોલવાથી પ્રધાને ગુસ્સામાં આપેલો જવાબ.

### બેત.

જેને માથે પડે તેવન પગલે મેરૂં ચઢે;
રાંધે ખીર અગ્નિમાં જાય, તે સતી નહી શુરી કેહેવાય;
કાચે તાંતે બાંધે ગજ, તે અસ્ત્રી ચરીત્ર ઉપર ધ્વજ;
તે માટે જુઠીછે એ નાર, ગમેતો વણ વાંકે માર.

## સુલોચના ઈશવરને અરજ કરેછે.

### નારાચછંદ.

પ્રણામું હું વાંરમવાર ઇશ્વર સાહે દાસીને કરો;
જયદેવ પરમ દયાલ પ્રભુજી દાસીના સંકટ હરો;
એક ચીતે નામ લ્યે તે પતીત પાવન થાયછે;
જેપર કૃપા થાએ તમારી, પાપ તેના જાયછે;
શરણે તમારે આવે તે નાર થાએ જગમા નીરડરો;
જય દેવ પરમ દયાલ પ્રભુજી દાસીના સંકટ હરો.
જાણી અનાથ મને મારી વારે ચડજો શાંમલા;
હું સત્ય કહું સત્ય કહું મેલી મનના આમલા;
ઓધાર તેનો થાએ જેને માથે કામલ કર ધરો;
જયદેવ પરમ દયાલ પ્રભુજી દાસીના સંકટ હરો.

—o—

## સુલોચનાએ ઈશવરને અરજ કરવાથી અપછરાએ આવીને અમરત કુંપી આપવી.

(પ્યારી નામ સાંભળી થયોછું ઉદાસ.) એ રાહ.

સતી તારૂં સત્ય ન વરણ્યું જાય;
સ્વર્ગમાંહી પણ તે માટે જય જયકાર બોલાય—ટેક.

### સાખી.

સ્તુની તારી સાંભળી, ખુશ થયા વિશ્વાધાર;
તે કારણથી મુજને મોકલીછે આ વાર—સતી.

### સાખી.

પ્રીતે બેની લેને તું અમૃત કેરો કુંપ;
મુડદાં ઉપર છાંટસે, સજીવન થશે ભૂપ—સતી.

## રાજાનું સજીવન થવું, પ્રધાનનું છુટવું અને બધા મલીને ખુશાલીનું ગાયેન ગાવું.

( ફતેહ પોકારો દંમ દંમ. ) એ ગાહ.

અંતે થયો જય જય, સુલોચના થઇ નીરભય;
નંદરાયનો ગયો ભાય, સત્યનો થયો જય જય—ટેક.
વિઘ્ન થયું સઘળું દુર, ખુશાલી થઇ ભરપુર;
પ્રધાનનું ગયુંછે નૂર, રઇઍત મનમાં આવ્યું શુર—અંતે.
ઓછવ નંદ નગ્રમાં થાય, ઇશ્વરે કીધીછે સહાય;
સત્યની ઝાલીછે બાંય, પ્રજા મનમાં બહુ હરખાય—અંતે.
સત્યની સરસાઇ થઇ, સત્યે ખુબી આવી રહી;
સત્ય પાકી ખુબી કઇ, જોઇશું આપણે જહીં તહીં-અંતે.
ઈશ્વર સત્યનોછે સહાય, રંક હોય કે કોઇ રાય;
સત્યનો તે ભલો થાય, કરેછે ખરો તે ન્યાય અન્યાય-અંતે.

# આર્ય સુબોધ નાટક મંડલીમાં
# દ્રૌપદી દર્શન નાટકમાં
# ગવાયલાં ગાયનો.

## રચનાર કવીરાજ નર્મદાશંકર લાલશંકર.

સુત્રધાર— વિઘ્નહરણી જયકરણી મંગળા, શકતીને સમરીએ—પ્રભૂ.
ચક્ર ભ્રમણ સમયનું નીરખવું, ધર્મ જય ધરીએ—પ્રભૂ.
રાજ્ય લક્ષ્મી અવકળા કળામાં, દુઃખ સુખ ભરીએ-પ્રભૂ.
એ સરવેનું દરશન લેવા, બેસ અહીં કરીએ—પ્રભૂ.

—:o:—

નટી—(ગાયછે) દ્વાપરને અંતે કલિઆરંભે પાંડવ કૌરવ જુદ્ધ તણો,
જે ભોએ વઠ્યો અધર્મ કેરો વેર દ્વેશનો ભાર ઘણો,
તે સતી દ્રૌપદી પાંડવ પત્ની એક નિશ્ચયે ધર્મ ધરે,
જય પામી પૂર્ણજ; ચરિત તેનું આ રંગ ભૂમિપર રંગ ભરે. ૧

દ્વાપરને અંતે કલિ આરંભે પાંડવ કૌરવ જુદ્ધ વડું,
જે પુરૂષે યોજયું અધર્મ હણવા ધર્મ સ્થાપવા કર્મ વડું,
થઈ સહાય મોટા પાંડવનો જે કપટ કુડબળ સઘહરે,
તે દ્રઢ સંકલ્પી લીલા મોટી રંગ ભૂમિપર કૃષ્ણ કરે. ૨

દ્વાપરને અંતે કલિઆરંભે પાંડવ કૌરવ જુદ્ધ થયું,
ત્યાં બાહુ પરાક્રમ દાખ્યું પાંડવે ધર્મ રાજ્યનું તેજ રહ્યું,
શકને વર્તાવ્યો યુધિષ્ઠરે ને નવી સૃષ્ટિનો થયો ઉદે,
એ રંગ સમયના રંગ ભૂમિપર જોઈ લોક શિખ ધરો હૃદે. ૩

ગાયક—શ્રીગતિ ફગત, ધન ધન ધન ધન ધન ધન,
શ્રીયે સંપૂર્ણ સોહે રાજ—સકલજન—શ્રીરતિ.
પાંચાળેશ્વર રહેજી પ્રસન્ન,
વધો પ્રતાપ, દિન દિન દિન દિન દિન દિન—શ્રીયે.

—:o:—

વિપ્રસુ પાઠયા—ઓહો શું આ છે તેજ નગરી જોઈ મેં સંવત્સરે,
નવ ઓળખાયે ત્રણ યોજન, એટલી એ વિસ્તરે;
ધ્વજ કળશ ઝળકે ઝગઝગે, શીગીર તો કનકાં ભરે,
રાજા કુટુંબ પરિવાર સેંખે, શોભતાં અહિં તહિં ફરે? ૧
રે કેટલા હાથી ઘણા ઘોડા અને રથ પાલખી,
ક્ષત્રીતણી સંખ્યા વળી, સો બ્રાહ્મણોની ના લખી;
વેપારિઓ બેલાડિયો, જોનારની ગણના નથી,
શોભા વડીનો લાભ એ છે રાજ દ્રૂપદ માનથી! ૨

—:o:—

ગાઓ પ્રેમે પ્રભુ શ્રીરંગ મોરારી
એ છે ભયહારી ને મંગળકારી—

મચ્છ થઈ ગતવેદને આણ્યા, શંખાસુરને મારી;
કચ્છ થઈ કર્યું સાગર મંથન, ચૌદ રત્ન નિરધારી—ગાઓ. ૧
વારાહે પૃથ્વી પાતાળેથી આણી, હિરણ્યાક્ષને સંહારી;
નૃસિંહે હિરણ્યકશીપુ વિદારી, પ્રલ્હાદ રાખ્યો ઉગારી—ગા. ૨
વામને બળિને છળી કરયો ઈંદ્રને, રાજી એનું કાજ સારી;
પરશુરામે હણ્યા ક્ષત્રી સમૂળા, મદમાતેલા ભારી—ગા. ૩
રામે અભિમાની રાવણ રોળ્યા, જેણે ઈચ્છી બહુ ભારી;
અદ્ભુત લીલા દાખી દયાળે, દીન ને ભક્ત ઉગારી—ગા. ૪
મદનો નથી હરિ નમ્રતાનો છે સત્યતણો કેવારી;
ભકતનું ઈષ્ટ તે પૂરણ કરતો સંકટ સકળ નિવારી—ગા. ૫

—:o:—

દ્રુપદરાજા—હેડો હેડોની કોઇ ગરજે, વેધી મચ્છ વરો કન્યાએ;
વેધી મચ્છ વરો કન્યાએ, પણ મારૂં ન મિથ્યા થાએ. ૧
મૂને ખેદ થાય આ જોયે, મચ્છ વેધી શકે નવ કોયે;
કીર્તિમંત ક્ષત્રી સૌ સોયે, પણ શુ વીર ન અહિયાં હોયે. ૨
માથે મુગુટ મુકયાછે વારૂ, હવે ગર્થ કરો પણ મારૂં;
કોટે ઘાલ્યાછે મોતીની માળ, દાખિ વીર્ય પેરો વરમાળ. ૩
કો ન ક્ષત્રિજાયો ભિડે હામ, વિપ્રમાંથી કરો કોઇ કામ;
સભાકેરી ને મારી રે લાજ, વળી કન્યાનું સરશે કાજ. ૪

—o:o—

( વિપ્રધનુષની પ્રદક્ષિણા કરી બાણ સાંધેછે
અને તેનો સાથી ગાયછે. )

વિપ્રનોસાથી—જૂઓ જૂઓ વિપ્રે ભીડી હામ, ધનુષ છટાએ ધર્યુંરે;
કરે કાપડી ક્ષત્રીનું કામ, ધનુષ છટાએ ધર્યુંરે. ૧
એનો જૂઓ અંગ મરોડ, ધનુષ છટાએ ધર્યુંરે;
ગળ્યાં ગર્વી ભૂપતનાં કોડ, ધનુષ છટાએ ધર્યુંરે ૨
એનો જુવો નેત્રનો લક્ષ, ધનુષ છટાએ ધર્યુંરે;
શર યોજવે કેવોછે દક્ષ, ધનુષ છટાએ ધર્યુંરે. ૩
ઓહો એણે વેંધ્યોજ મત્સ્ય, ધનુષ ટાઢું કર્યુંરે;
વરમાળ એ પેરશે સદ્ય અદ્ભુત વિપ્રે કર્યુંરે. ૪

—o—

( દ્રોપદી સખીઓ સાથે વરમાળ પેરાવવા ઉઠેછે. )

સખીઓ—સહીઅરો આજેછે મંગળ ટાણુંરે,
ગાઇએ અવસરનું શુભ ગાણુંરે ૧
રાણાજીની પૂગી પડી વડી હોડરે,
બાઇજીનાં આંબા તે પૂરશે કોડરે. ૨

રાજ કન્યા હાથિણી ઉપર ભાસિરે,
કુમારિકા થઇ સહુ ઉજમાસિરે ૩
બાઇજીનું પવિત્ર તેજ નિહાસિરે,
ફુલે નવે વધાવી પૂજી વાસિરે. ૪
શામળીની તક તકતીછે કાંતિરે,
લલાટની ટિલડી મોતી ઝળકાંતિરે. ૫
કોટે ઝળકે હીરામણીનો હારરે,
વિજળીપેરે ચમકે બાંહોની ધારરે. ૬
નથનો હીરો ચળકે ઝબુકે ઝાલરે,
નેપૂરનો રણકો કરે ગજ ચાલરે. ૭
છૂટે કેશે બાઇ દીપે જેવી દેવિરે,
ચોળી રાતી પીળીછે ચૂંદડી એવીરે.

—0:0:0—

સખીઓ—( બીજું ગાયન ) બાઇ કાંઇ દીસે દિલગીર ફરે;
પણ અંતરે તે હરખાય, મનનું માન્યું થાય,
પેરાવેછે માળને. ૧
બાઇ પેરાવીને વરમાળ તે;
ઉભાં ગચ્છ વેલૂની પાસ, ફળો એની આશ,
ક્ષત્રીવર એહનો ૨
બાઇ હેત તમારૂં ન વીસરે;
અમને છૂટાં પડયાંનું દૂખ, થાઓ તમને સૂખ.
એમાં સૂખ માનશું ૩

—0:0:0—

દ્રૌપદી તથા સુભદ્રા—ધન ધંનછે દાડો આજ, કિરીટી ઘેર પધારેરે;
વર્ષે તે પુરે બારેરે, ફરી સંજોગ સારેરે—ધન. ૧
વાલા વાગણાં સજી, આલિંગન ક્ષેમ માટેરે;
કુટુંબ મળો વધારેરે, સુભદ્રા હર્ષ તારેરે—ધન. ૨

વિપ્રશું દાન હું દેશી, જમ કુટુંબ હારેરે,
વિજોગ દુઃખ વિસારેરે, પ્રજા પુરી શૃંગારેરે—ધન. ૩
એ હું જોઈને હાવાં, કિરીટી ઘેર પધારેરે,
વર્ષે તે પૂરે બારેરે, ફરી સંજોગ સારેરે—ધન. ૪

સ્તુતિ પાઠક—જૂઓ જૂઓ સભા મંડપ આ—
મહા સમૃદ્ધિ ધર્મ રાજની, ઝળઝળ શોભે આં.

સ્ફાટિક શીલાતણી ભૂમિને, નવે રત્નના,—માણક મોતી, પ-રવાળુને, લાલું પાનું, પોખરાજ વળી, હીરો નીલમ, ધણરંગી ગોમેદ જડિયો, એના સ્થંભો, વિચ વિચ્ર રંગી, અનેક બીજા, પાષાણોના ઘડયા ધારતે—જૂઓ. ૧

ઘણી પૂતળી, કોક એનતી, કોક બોલતી, પંચારિયેજી, કોત-ળિગાતી, બહુ થયું કેતાં નાચ કરેતી, પશું પંખીઓ, જળચર જં-તું, ખરી આકૃતી, બગ રંગમાં, ખરે સ્વભાવે, ઘણાક લખ્યાં, નર નારીનાં સુંદર ચિત્રો—જૂઓ. ૨

સપ્ત દ્વીપ નવખંડ દેશ ગિરિ, વંન વાટિકા, વૃક્ષો વેલી, ફુલ ફળ ઝાઝાં, ધાન્ય શાકને, વનસ્પતી બહુ, ઝરણું સરોવર, કોઈમાં તો, કમળ સુનાનાં, સુવાસવાળાં, કુવા વાવને, નાળાં નદિયો, સમુ-દ્ર સેતુ વાગતાં—જૂઓ. ૩

ભુવન ચતુર્દશ, પોખરાજનું, બ્રહ્મસદન ને નીલ રત્નનું વૈકુંઠ શોભે, હીરાનું કૈલાસ કર્યું છે, મૂર્તિઓમાં, નવ ગ્રહ કાડયા, દશ અવતારો, ગતિ ચોતર્યાં, શિવ વિષ્ણુનાં, દેવદનુજને મનુજ ક-ળાઓ, બહુપ્રબોધિ—જૂઓ. ૪

સુવર્ણ કેરૂં વડું સિંહાસન, સાદું ભવ્યજ, ઓસીસાં સહ, સુંદર શોભે, છત્ર ઠગમતું, સુનાનું પગ, જડિત હિરાઓ, આવરમ-ણીની, ઝૂલઝબૂકે, જમણે ડાબે, સૂર્યકાંતને સોમકાંતછે, કૌસ્તુભ મ-ણિને વળી સ્યમંતક, દાજે પ્રકાશી—જૂઓ. ૫

દુર્યોધન—શત્રુની સંપતી, દેખી દાઝયું બળ્યું હૃદય મારૂં
હાસ્ય કર્યું તેઓએ, હવે શું જીવવું ગરૂં કે હું મારૂં. ૧
રાજ્ય ત્યાગ કરીને સેવું વન કે કરૂં જ વિષ પાન;
ઉપાય દૂજો કો નહિ, મામા છેલ્લું કહું છું તું માન. ૨

---

દ્રૌપદી—મૂકાવ દુષ્ટ અન્યાયિથી, અબળા થઈ રે નિરાશ;
ભકત વત્સલ ભડભૂગ, આશા કપટનો પાશ—મૂકાવ. ૧
વિર ધુરંધર પાંડવો, સ્વામી મારા છે દીન;
નીચું જુવે વળી લાજમાં, આજ પૂરી હું દીન—મુકાવ. ૨
વેળા દોહેલી હું દાગણી, નૃસિંહ પિતુ સંભાળ;
ઉછેરાને ન ઉવેખિએ, તારૂં વરદ સંભાર—મૂકાવ. ૩

---

ઊત્તરા—પિતા પ્રિયરે, નાટ્ય કળા મારે શીખવી.
રૂડું નૃત્ય આવડયું કાંઈ
કરૂં ગાજી સર્વને ગાઈ
નથી હજી નાટ્યકળા સમજાઈ—પિતા. ૧
ત્યાં નરનારી સોહાઈ
કરે વેશ વાણિ ચતુરાઈ
બનાવટ રંગલાની વખાણાઈ—પિતા. ૨
પન સભા દિપે ચિતગાઈ
જન જોઈ દોષ ગુણ કાંઈ
ધરે નિજિ નીતીતણી મહતાઈ—પિતા. ૩

---

વિરાટ—એ હરિ કૃપા સમજિએ, થયા મુક્ત પાંડવ—ટેક.
કપટી દુર્જન દાઢમાં, આવી પડિયા સંત;
ચળ્યા નહી કહિં ધર્મમાં, હરિયે રાખી ખંત—એ હરિ. ૧

ટીપાયું તાપ્યું લોહતે, અધિક ઉજલું હોય;
પાંચાળીનું વ્રત વડું, ઓજસ સંધે સોય—એ હરિ. ૨
ઉદે થયો ફરી ભાગ્યનો, ધરી ભૂધરે દાજ;
તેર વર્ષ દુખનાં ટાળ્યાં, પાછું મળશે રાજ—એ હરિ. ૩

વિરાટ રાણી—( આરતી કરેછે ) રૂદ્ર દત્ત ઘંટડી વગાડતો સાથે ભણેછે. )

જય દેવી જય દેવી, જય જય પાંચાળી;
દર્શન પ્રૌઢ઼ું સુંદર, સ્નેહાળી કાળી !—જય.
યાગ્ન સેની દ્રૌપદી શ્રી ધર્મ તણી રાણી;
દુર્જન બળિયા આગાં દાખ્યું તેં પાણી—જય.
શ્રી વળી પાંચેની પાંચેની પણ ઇર્ષા નવ આણી;
સંકટ નિર્ભય ધીરી ભક્તિ ચક્ર પાણી—જય.
ભાયગ ભુંડું પણ વ્રત દૃઢ એનો જય જાણી;
પૂજે કુળવંતીઓ પૂજ્ય સતી માની—જય.

---

યુધિષ્ઠિર વિરાટ સૌ ( ઉભા થઈ )

ભક્તિ અવિચળ દીજો, જાચીએ હો દેવા—ટેક.
અંતર નિર્મળે ગર્વ ગળેલે પ્રેમ પુરે કરીએ અમ સેવા—ભ० ૧
દીન ઉધારો સંકટ નિવારો સુખ કરો પ્રભુ છો તમ તેવા—ભ. ૨
તત્વ વિગ્નાને દેવ ઈશ શ્રી કૃષ્ણ ભજી ધરમે વળી રેવા—ભ. ૩

રચનાર
**કવીરાજ નર્મદાશંકર લાલશંકર.**

# રાજા ચંદન અને સતી મલ્યાગરીના. નાટકમાં ગવાયેલાં ગાયનો.

## અગાઊની નાટક મંડળીમાં ગવાતી ઈશ્વર સ્તુતી.

પદ.

(વિનતી ધરજો ધ્યાન સજન સૌ વીનતી ધરજો ધ્યાન.) એ રાહ.

સર્વે મળીને—કૃપા કરો ભગવાન, પ્રભુજી કૃપા કરો ભગવાન;
છઈએ હમે નાદાન, પ્રભુજી કૃપા કરો ભગવાન—ટેક.
આપસત્તાથી કામ આરંભ્યું, તેથી મળે બહુ માન-પ્રભુજી.
દસ દીશાએ નામ અચીચલ, છો સર્વે ગુણવાન—પ્રભુજી.
ધન સુખ સંપતી અવીચલ આપો, આપો શુભ જ્ઞાન—
પ્રભુજી.
"હોરી," તમને વંદન કરેછે, ગઝેછે તમોપર ધ્યાન-પ્રભુજી.

## જે કંપની હવે આ નાટક કરસે તેમાં નીચલી ઈશ્વર સ્તુતી ગવાસે.

ઊપલી રાહે.

સર્વે મળીને-છો તમે દીન દયાલ—પ્રભુજી છો તમે દીન દયાલ-
ટેક.
નારદ શારદ શીવ બ્રમાદી—તમને ભજે ત્રેકાલ—પ્રભુજી.
નામ તમારૂં મુખથી લેતાં—છુટે જગત જંજાલ—પ્રભુજી.
પતીત પાવન અધમ ઓધારણ—નામછે પરમ રશાલ—
પ્રભુજી.
તમને જાણવા નિજીવ ભટકે—સ્વર્ગ મૃત્યુ પાતાલ-પ્રભુજી.

જે જન શરણે આવે તમારે—તેની કરો પ્રતીપાળ-પ્રભુજી.
પારસસ્પર્શે થાયે કંચન—જેમ ધાતુ તતકાળ—પ્રભુજી.
આશા પુરણ કરજો હમારી—જાણીને નીજબાળ-પ્રભુજી.

—o:o:o—

## રાજા ચંદનની દરબારમાં કંચનીઓએ કીધેલી રાજા ચંદનની તારીફ.

(જળભરને જાત જમનાકે ઘાટ.) એ રાહ.

ધન્ય ધન્ય તું રાજા ચંદન, ધન્ય ચંદનાવતી નગરી તારી—ટેક.
ઈનસાફ આદલ સતવાદીછો, સર્વ રૈયતને સુખકારી—ધન્ય.
જગમાં જશ ગાયે નારી નર, પ્રતાપ તમારોછે ભારી—ધન્ય.
સુખછે રાજા ઈંદિર જેવાં, હું તારી વારી જાઉં બલીહારી—ધન્ય.

—o:o:o—

## રાજા ચંદન ઘણોજ ખુશી થયાથી કંચનીઓ બીજું ગાયન ગાયછે.

(ગઈ એક બે એ. જો હવા પલટ.) એ રાહ.

વાહેવાહે રાયજી, મુજપર દયા મોટી કરી;
શું વખાણું જશ તમારા, જગતમાંહીછે ભારી—ટેક.
કોઈ નથી પાછો ફર્યો, જાચક તમારે દ્વારથી;
સર્વની ઉમેદ પુરી થઈ, છે તમો આગળ ખરી—વાહે.
સંપદાછે કુબેરસમ, દાની બીજો જાણે કરણ;
સતવાદી ધર્મના સ્તંભછો, પ્રસન તમોપર શ્રી હરી—વાહે.
રાજ અમર રહો તમારું, તેજ જગમાં તપો;
નાશ થાજો જે કોઈ, જગમાં તમારો હોય વેરી—વાહે.
સર્વ ગુણ ભંડારછો, ઉપમાં કહ્યું હું [illegible];
સ્નેહેગ મુજઉપર કરો, જાણે તમારી કીંકરી—વાહે.

## સનીદેવે રાજા ચંદનને પુછેલો પ્રશ્ન.

( ગગહગને દીલ સનમકુદીયા ફીર કીસીકુ કયા. ) એ રાહ.

સનીદેવ—શું ઘેનમાં ઘેરાએ રાજા ? થાની તું હોંશીઆર;
હું વાત જે પુછું તેનો તું, જવાબ દે નીરધાર—ટેક.
કહેતો પડું હમણા તુજપર, કેહેતો ઘડપણ માંહી;
જે પાપ પેલેભવ કર્યાં તે, ભોગવો આવાર—શું ઘેનમાં.
જેવાં જેવાં કર્મ કરે, કોઇ જે જગતમાંહી;
તેવાં તેવાં ફળ આપે, જગતનો આધાર—શું ઘેનમાં.
ભોગવ્યા વિન પાપનું ફળ, છુટશો નહી;
આ વાતનો ઉત્તર કહો, મનમાં કરી વીચાર—શું ઘેનમાં.

——o:o——

## સનીદેવને રાજા ચંદને આપેલો જવાબ.

ચોપાઇ. ( જોગીઓ. )

સત્ય કહુંછું સની માહારાજ, મારા શીરનાછો તમે તાજ;
હમણા દુઃખ પડો હગપર, ગણનારછે સત્ય ઇશ્વર.
તેમાં કોઇનું જોર ન ચાલે, નીશ્ચયે થાસે લખ્યું જે આ ભાલે;
માટે હું તોરે ખાતો નથી, સત્ય વાત કહુંછું રે કથી.

——o——

## રાજાપુંદરીકના લશકરે ચંદનાવતી જીતવા જતી વખતે ગાયલું ગાયન.

( અલિફસે તું યાદકર અલાહકુ આદમ. ) એ રાહ.

લશકર—ચાલોની સૌ ચાલો તમે લડવાને આ વાર,
મારી કાપી દુસ્મનોનો, કરીએ જઇ સંહાર—ટેક.
કોઇને મારો તેગતબાર, કોઇને તરવાર;
કોઇને મારો વીર ભાલા, કોઇને કટાર—ચાલોની.

થઇછે સામા સામી હવે, થાઓની હોંશીઆર;
પકડોને જાવો પકડો હવે, કરવો શો વીચાર—ચાલોની.
વજાડો વાજા જંગના, મારી કરો બેજાર;
ફતેહ સદાછે આપણીને, દુસ્મનોની હાર—ચાલોની.
ચઢીને કીલ્લા ઉપરે, દરવાજા તોડો યાર;
જઇને શેહેરમાંહી લુટો, હાટને બાજાર—ચાલોની.

—o—

## રાજા ચંદનના દવારપાલે પોતાના રાજાને આપેલી ચેતવણી.

દવારપાળ—( અરે ઓ પરી સબ્જ હો બેહયા. ) એ રાહ
ફરીઆદ ફરીઆદછે રાયજી, લડવાને રાય પુંડરીક આવ્યો સહી—ટેક.
અગણીત લસ્કર નહી જેનો પાર, તે આવીને ઉભોછે કીલ્લાની બાહાર—ફરીઆદ.
બહુ બુમો પાડેછે મચાવેછે સોર, જણાવેછે પોતાનું જબરૂં એ જોર—ફરીઆદ.
કહ્યું મુજને કર તારા રાજાને જાણ, મુકી નગ્ર બાહાર લઇ નીકલે પ્રાણ—ફરીઆદ.
તે માટે માહારાજ થાઓની તૈયાર, કરો હુકમ લસ્કરને લડવા આ વાર—ફરીઆદ.

—o:o—

## રાજા ચંદનના દવારપાલે રાજા ચંદનના પ્રધાન આગલ પોતાની કીધેલી તારીફ.

બેત.

મારે તેની પાછળ ચાલું, ભાગે તેની આગળ થાઉં;
કદી લડાઇ શરૂ થઇતો, બુમો પાડી નાસી જાઉં.

પુરવમાંથી બુમ પડેતો પશ્ચીમ દીશામાં ઉભો રહું;
દક્ષીણમાંથી આવે લસ્કર, તો હું વાટ ઉત્તરની લઉં.
માખી મારૂં પાંખો તોડું, દાંતે માખણ ચાવી ખાઉં;
સો મુકીથી પાપડ ભાંગું, એવો રજપુત હું કેહેવાઉં.
નાના બાળક બુમો પાડી, રડતા હોયતો કદી ન બીઉં;
તરસ વધારે લાગી હોયતો, બેચાર લોટા પાણી પીવું.

## રાજા પુંડરીકના લશકરે ચંદનાવતી નગરી આગલ ગાયેલું ગાયેન.

લશકર—(વીદાયાવો, વીદાયાવો રાજ શ્રી માટે) એ રાહ.

શુરાજન તનમનથી સૌ ચાલો,
શત્રુઓને આપણે, મારી ફાડી કાઢો—ટેક.
હીમત રાખજો સૌ, અસુરને હંફાવીએ બહુ;
શું એનીછે મગદૂર, હીમતે બલકારો—શુરા.
કીધાંછે આપણે હેરાન, લઇશું ચંડાલોના પ્રાણ;
આ તરવારે કાઢી જાન, ભાલા ભચ ભચ મારો—શુરા.

## રાજા પુંડરીકના લશકરે ચંદનાવતી નગરીના કીલ્લા આગલ ગાયેલું ગાયન.

અંગ્રેજી રાહ.

લશકર—ચાલો શુરવીર ધરવી નહી ધીર, (બે)
મારશું તાંકી તાંકીને ખુબ તીર, (બે)
દુશમનોના ઉરાડસું શીર—ચાલો.

# રાજા પુંદરીક અને રાજા ચંદનની વચ્ચે થયેલા સવાલ જવાબ.

બેત.

રાજાપુંદરીક—મુકી કીલ્લો બાહાર, આવની રાજાચંદન તું;
અી સરીઓ છુપી રહોછે, આ કીલ્લામાં તું શું ?

રાજાચંદન—સાંભળો દુષ્ટ પુંદરીક, તું ગર્વ ના કર લગાર;
ગર્વ તારો ઉતારસે, મારી આ તરવાર.

રાજાપુંદરીક—એવી હીમત રાખોછે તો, જોતું મારૂં જોર;
એક પળમાં પોંહોચાડું, જ્યાં છે નર્કમાં ઘોર.

રાજાચંદન—મારા જોરને અએ પાપી, તું ભુલી ગયો આજ;
હજારોવાર રણમાંહેથી, નાહાઠોતો શું નથી આવતી
લાજ ?

રાજાપુંદરીક—વ્રેહલ સરીઓ બકી રહયોછે, મોઢેથી શું બોલ ?
કરની ઘાવ આ સર્વે દેખતા, ઉતારૂં તારો તોલ.

રાજાચંદન—ઓ મુરખ શું બકી રહયોછે, લે હવે સંભાલ;
હમણા મોકલું યમપુરીમાં, ને આણું સૌનો કાળ

—:o:—

# રાજા ચંદને વનની અંદર કીધેલી ઈશ્વર પ્રાર્થના.

( દીલકે દેનેસે કીસીરા મુજે ઇનકાર નહી. ) એ રાહ.

ઓ પ્રભુ શું કર્યાં પુર્વે હમે પાપ ભારી,
આશી ગતી હમારી;
દીનના દયાલ હમપર આંખ ફરી કેમ તારી,
આશી ગતી હમારી;
શરણે આવે તેનેતો મરણ ન હોય સ્વામી,
તુંતોછે અંતર જામી;
ભગતવછલ તું તારૂં બ્રદતો જરા જો વીચારી,
આશી ગતી હમારી;

દ્રોપતીના ચીર પુર્યાં ગજની તેવારે કરી,
અજામેલ તાર્યો હરી;
વીદુરની ભાજી જમ્યા ઉગારી અલ્યા નારી,
આશી ગતી હમારી;
ક્યાં મારો દેશને ક્યાં રાજને ક્યાં સુખ મારા,
ફરવું ક્યાં આવનમા;
ત્યાહેરે ત્યાહે હવે સાહે થાજે તું મુરારી,
આશી ગતી હમારી.

## શાયેરે અને નીરે પાણીની તરસ લાગવાથી પોતાના પીતાને કીધેલી અરજ.

સાયેર અને નીર—(કહું કયા કુલકકા સતાયા હું મે. ) એ રાહ.

સાંભલો વાત પીતા સુખ દાઈ;
તરસે કરી જાયછે કંઠ સુકાઈ—ટેક.
જો જલ આએ વખતે નહી આપો;
તો નહી પ્રાણ રેહે દેહે માંહી—સાંભલો.
બીજું જે દુઃખ પડે તે સહીએ;
પણ આ દુઃખ નહી સહાયેરે કાંઇ—સાંભલો.
જોઇએ ત્યાં જઈ પાણી લાવો;
ચાહો હમારી જો કુશળાઇ—સાંભલો.

—o:0:o—

## રાજા ચંદને પોતાના પુત્રોની અરજ સાંભળીને કીધેલો વીલાપ.

રાજાચંદન—( ઈરકોમ તોરે કોહેગમ સીરપે લીયાજો હોશોહો. )
એ રાહ

ચોરી કરી હમ તે શું, આશું દીધું દુ:ખ પ્રભુ;
પાપ તે અમથી શું થયું ? આશું દીધું દુ:ખ પ્રભુ—ટેક.
પુત્રે હમારે તાઢ કે, તડકો કદી જોયો નથી;
તેનું પાણી બીન સુકે ગલું, આશું દીધું દુ:ખ પ્રભુ-ચોરી.
ખબર નથી દીન ગતની, ચલાશે વનમાં તેથી કેમ;
કોમલ શરીરછે પ્રીયાનું, આશું દીધું દુ:ખ પ્રભુ—ચોરી.
કયાં તે હમારૂં રાજ સુખ, કયાં વીપત આવી પડી;
હાયે હવે હું શું કરૂં, આશું દીધું દુ:ખ પ્રભુ—ચોરી.
તુંને દયાલું વેદ શાસ્ત્ર, ને રૂશી મુનીએ કહયો;
નીરદય થયો આવો કેમ તું ? આશું દીધું દુ:ખ પ્રભુ-ચોરી.

—o:o:o—

## સાયેરે અને નીરે રાજા રામશીંગના બાગમાં જવા માટે કોધેલી વિનંતિ.

(અજબ સનમકી અદાએ દેખી.) એ રાહ.

સાયેર અને નીર—જુવો પીતાજી નજર કરીને, બાગ આ સુંદર બન્યોછે કેવા;
સરવે જાતના ઝાડછે તેમાં, તરેહ તરેહનો ભર્યોછે મેવા—ટેક.
ચંપા ચંબેલી મોગરો મરવો, ગુલાબ આદીછે ફુલ જેમા;
તન સુગંદીત સીતળ વાયુ, વહેછે મનડું હરાય તેવા—જુવો.
જેમાં ફરેથી ગાહા સુખ થાયે, જાય ટળી પળમાં દુ:ખ દેહેના;
સુખે કહી નવ શકાય શોભા, ઇંદ્રના નંદન [illegible]—જુવો.
હમારા મનમાછે એવી ઇચ્છા, બેહાથ જોડીને કહીએછીએ;
એ બાગમાં બાને જઈએ ફરવા, પીતાજી હમને રજા જો દેવો—જુવો.

## સાયેર અને નીરને બાગમાં ન જવા માટે આપેલી શીખામણ.

ગજલ ભેરવીની.

( મેં કબ તલક ઈસ તરાંહ પસેમાન રહુંગી. ) એ રાહ.

રાજાચંદન—ન જાય મારા પુત્ર, પરાયા તે બાગમાં;
શું કામછે ત્યાં ? આપણું પરાઈ જાગમાં—ટેક.
કોઈ પકડી કરે કેદ, ત્યારે કરવું પછી શું;
દુઃખ આવી પડે ઉલટું, સુખના તે બાગમાં—ન જાય.
આવ્યોછે દાહાડો ઉલટો, તમો જાણોછેરે વીર;
હાથે કરી પડોકાં, આવી બળતી આગમાં—નજાય.

## પ્રધાને તથા વિદુષકે રાજા ચંદનને માટે લીધેલો વેરાગ.

( બાહેર રામા ભીતર રામા. ) એ રાહ.

પ્રધાન અને વિદુષક—કયાં હવે ગોતીએ રાજાને ભાઈ;
ઈશ્વરે કીધી અંતે જુદાઈ—ટેક.
જોગી થમાને ભગવાંરે પેહેર્યાં;
તજી કુટુંબ સગલી પ્રભુતાઈ—કયાં.
દશ્યા દશ અને જંગલે જંગલ;
ફરી ફરી આવ્યા છઈએ અહીં—કયાં.
સત્યનો સ્તંભ, ધર્મ વર્ત ધારી;
કયાં મલશે એવો સુખદાઈ—કયાં.

## રાજા ચંદનને પાછું સુખ મલવાથી સનીદેવે કીધેલો વિચાર.

બેત.

સનીદેવ—રાજભ્રષ્ટ ત્યાંથી કર્યો, મોકલ્યો વનમોજાર;
અહીં આવી સુખ પામીઓ, તેથી અધીક નીરધાર.
હું અવલો ગ્રહ બેસીઓ, ને જો સુખ પામે રાય;
ત્યારે મારૂં માહતમ શું ? માટે કરૂં કાંઈ ઉપાય.
રામશીંગના પુત્રને અહીંથી ઊચકી લઊં;
માયાનો બીજો રતનસીંગ, કરી સુવાડી દઊં.

——o:o——

## રતનશીંગના મરણ માટે રાજા ચંદને કીધેલો વીલાપ.

ગજલ ભેરવીની.

( અફસોસ તુજે કબરમે હીયા કીસને સુલાયા. ) એ રાહ.

રાજાચંદન—શું ભાગ્ય જાગ્યું ઉલટું આવું હમારૂં આજ,
વાહેરે ઇશ્વર વાહે, વાહેરે ઇશ્વર વાહે,
કર સાહે તું આવી હવે, ગરીબના નવાજ—ટેક.
ઓ બાપ રતંનસીંગ તેં હમને દીધો દગો,
હમને દીધો દગો, હમને દીધો દગો,
હવે હમારી જગતમાં તે કેમ રહેશે લાજ—વાહેરે.
આવીને કોઈ પુછશે, તો જવાબ દઇશું શું ?
જવાબ દઇશું શું, જવાબ દઇશું શું,
કલંકમાં પેઠું હવે, અવળું થયું કાજ—વાહેરે.
તું મરતા હમે, ત્યારે જણા કેમ ન મુવા,
કેમ ના મુવા, કેમ ના મુવા,
આવા કઠણ સભામાં સત્ય રાખજો માહારાજ—વાહેરે.

## રાજા રામશીંગને સનીદેવે ગોરનું સ્વરૂપ ધારણ કરી આપેલો ફરેબ.

બેત.

ગોર—આંધળો થઇને અરે ઓ રાજા શું ઉભોછે તું ?
રતનશીંગને મારી નાંખ્યો ચંદને, કહું છું હું.
રામશીંગ—અરે ગોર, શું ઘેલા થયા કે સ્વપનું આવ્યુ આજ;
સત્યનો સ્તંભ જે ચંદન તેથી કેમ બને એ કાજ. ?
ગોર—સત્ય સત્યછે ઓ રાજા, સત્ય કહું છું બોલ;
ખોટું હોયતો માથું આપું એછે મારો કોલ.
રામશીંગ—કેમ તમોને ખબર પડી કહોતો ખરા લગાર;
બુધી તમારી ફરી ગઈ, કે ભ્રાંત આવ્યું નીરધાર.
ગોર—દેવા આશીરવાદ ગયોતો, ચંદનને ત્યાં હું;
દરવાજા તો બંધ હતાં, ત્યાં કૌતક એક થયું.
ચીસ સાંભળી તારા પુત્રની મુજને થયો વીચાર;
દરવાજાની ફાટ માંહીથી મેં જોયું નીરધાર.
રતનશીંગના ગળામાં ફાંસો જોઇ, હું નાઠો રાય;
ચાલ તું મારી સાથે, તુજને દેખાડું હું ત્યાંયે.

——o:0:o——

## રાજા રામશીંગે રાજા ચંદનને આપેલી ધીરજ.

દોહોરા.

સમુદ્રમાં જાણિ તને, દગી સું મેરૂં જાય;
તોપણ ચંદન તુજથકી, કદી એ કામ ન થાય.
ફીરગત તેનાથી કરી, પામ્યો મરણ એ તન;
દોરી તુટી ઉમરની, શોક ન કર તું મન.
આ બે મારા પુત્રછે, સાયેરને વળી નીર;
રતનશીંગ પણ તેજછે, સાંભળ ચંદન ધીર.

## રતનશીંગના મરણ માટે તેની માતાએ કીધેલો વિલાપ.

ચોપાઇ ( જોગીઓ. )

ઉઠો ઉઠોરે રતનશીંગ વીર, તુને આવું ઘટે નહી ધીર;
પુત્ર ઉઠની બેઠો થાને, આજ દુઃખડા પડયાં તારી માને;
ચંદન આશું કીધું તેં અધર્મ, એવું ઘેડ કરે નહી કર્મ;
માગ પુત્રની કીધી તેં ઘાત, એ પાપી આથી કર્યો ઉતપાત;
ફરતો તો વનમાં તું ભુંડે હાલ, દીધુ રાજ અને કીધો ન્યાલ;
તેનો બદલો આપ્યો આજ, તુંને આવી કેમ ન લાજ;
પુત્ર તુજ વીન પ્રાણ આધાર, મારા જીવતરમાંછે ધીઃકાર.

—:o:—

## રાજા ચંદને રાજા રામશીંગના મેહેલમાંથી જતી વખતે કીધેલાં પ્રણામ.

રાજાચંદન—( અગર હમને દીલ સનમકું દીવા. ) એ રાહ.

જઈશું હવેછે, આખરીના આપણે પ્રણામ;
પ્રણામ રામશીંગછે, મુજ પાપને પ્રણામ—ટેક.
પ્રણામછે પ્રભાવંતી, માતા ઘણા ઘણા;
પ્રણામ ઈશ્વર કોપને, સંતાપને પ્રણામ—જઈશું.
પ્રણામછે આ નયને, પ્રણામ લોકને;
સોસોગણા સતીદેવના પ્રતાપને પ્રણામ—જઈશું.

—:o:—

## સાયેરે અને નીરે પોતાના માત પીતાને આપેલી ધીરજ

( કુંવરી કુંવર મારા લાડકા. ) એ રાહ.

માત પીતા તમે સાંભળો, જે થવાનું તે થાય;
ધીરજ રાખોની મન વિશે, શાને કરો હાયહાય—ટેક.

રોહીદાસનેરે તારામતી, હરીશ્ચંદ્ર જેવો ગય;
શ્રાવણ સવાબાર કારણે, કાશીનગરે વેચાય—માતપીતા.
મારેતજ માથે આવી બની, તે થયો નીરઉપાય;
કાશીનગરના ચોકમાં, અંગ આરે વેહેરાય—માતપીતા.
સાને માટે અકળાવછો, કરો ભજન સદાય;
ભગત ઓચારણ ભુંધરો, કરશે કષ્ટમાં સાહે—માતપીતા.

---0:0---

## નર્મદા નદીના કીનારા આગલ રાજા ચંદને કીધેલો વિલાપ.

( ગઇ એક બે એક જો હવા પલટ. ) એ રાહ.

ઓ પ્રભુ મુજપર એકાએક, આ સીતમ તે શું થયું ?
મુજને ખબર પડતી નથી, કારણ નથી જાણું રહયું—ટેક.
શું પાપ પેલેભવ કર્યાં, જો આ દશા મારી થઇ;
વનમાં રખડતો હું થયો, વળી રાજ્યપણ મારૂં ગયું—ઓ પ્રભુ.
પાણીનો લોટો હાથથી, કોઇ દીન ભરી પીધો નથી;
તો દુઃખ આ વનનું પ્રભુજી, મુજથી કેમ જાશે સહયું—ઓ પ્રભુ.
પુર આવ્યું નર્મદાનું, પાણી બહુ ઉચું ચડયું;
ચારે જણાને પાર પેલે, શી રીતે જાવું રહયું—ઓ પ્રભુ.
કાંઇ ઉપાય કરૂં હવે, થા સાહે ઇશ્વર આજ તું;
તારા વીના આ જગતમાં, કોઇ બીજું મારૂં ન રહયું—ઓ પ્રભુ.

---0---

## સતી મલ્યાગરીએ પોતાનો પ્રિય સ્વામી પાછો ન આવવાથી કીધેલું રૂદન.

( ઇસ આતશે ઉલફતમે કયા આગ લગાદી. ) એ રાહ.

આ વનમાં મુકી એકલી, મુજને પીયુજી ગયા;
જોતા તમારી વાટડી, આ દીનતો બે થયા—ટેક.

અબળાની જાત આશરા વીના તે શું કરૂં;
દીન દુઃખના હવે કાડવા, કહો કઈ પેરે રહયાં—આ વનમાં.
મુકાવ્યું રાજપાટ, દેવ સર્વે સંપદા;
તોયે ધરીને ધીર, એવા જુલમ સો સહયાં—આ વનમાં.
હું મેહેલથી નીચે કોઇ દીન, નોતી ઉતરી;
તે વનના આ રસ્તા કઠણ, મને વેઠવાં પડયાં—આ વનમાં.
તોયે ન દેખી શકાયું તુજથી, વાહે ઇશ્વર વાહે;
આ દુઃખમાં હમને એક બીજાથી જુદા કર્યાં—આ વનમાં.

—o—

## નાયેક નરપતીઆ વણજારા આગળ તેના ચાકર તવાએ કીધેલી પોતાની તારીફ.

બેત.

કહોતો કીલ્લો તોડી નાંખું, પાહાડ ઉપાડી લવું;
સાગર સુકાવી નાંખું, ને ઉજડાવી પૃથ્વી દઊં.
મચ્છર મારીને માકડો, ને મારી નાંખું હું;
માંચડ જુવો જવાથી, હું તો ના બીઊં.
એવું જે ભારી કામ, તમે કહો તે કરૂં;
પણ આ સમે જોવા નદી કીનારે નહી જઊં.

—:0:—

## નરપતીઆ વણજારાએ સતી મલ્યાગરીને રૂદન કરતી જોઈને પુછેલો પ્રશ્ન.

(પહેલુમે એરી નાગકુ હયે જાનકે પાલા.) એ રાહ.

તું કોણછે મુજને કહેની સાચે સાચી વાત;
નહીતો આ તરવારથી, થઈ જાસે તારી ઘાત—ટેક.
તું ભુત છો કે પ્રેતછો, એણ યા ડાકણી;
શું કામ આવી છો આ વનમાં? આ સમે મધરાત—તું કોણછે.

શું દુઃખ છે જે આ સમે ? રડવાને બેઠી તું;
છો એકલી તન આફતને, વળી તું અબળાજાત—તું કોણછે.
શું નામ તારૂં ગામ કયું, તું જાતની છો કોણ ?
મુશીબતમ કેહેની મને, ભાંગે મારી ભ્રાંત—તું કોણછે.
મનમાં તું તારા ભાવતી, નહીં વેહમ પાજરા,
તું તો છો બેહેન માહેરી, જાણ મુજને ભ્રાંતતાત—તું કોણછે.

—:o:—

## સતી મલયાગરીએ વણજારાને આપેલો જવાબ.

મલયાગરી—( હમકુ છાંડ ચલે બન માધુ ) એ રાહ.

શું રે કહું મારા દુઃખડાની વાતો, તુટીરે પડે આસમાન હો ભાઈ-ટેક.
ભુત નથી ને પ્રેત નથી હું, દાકીણી શાંકીણી નહી કોઈ આંહી;
દુઃખની મારી વિજોગણ છઉં હું, ખાતો નહી મનમા તું કાંઈ—શું રે.
ચંદનાવતી નામછે નગરી, ગજાચંદનની જે નવાઈ;
હું રાણીછું તેની ભાઈ, ખોટું નથી કેહેતી એક રાઈ—શું રે.
મલયાગરી છે નામ તે મારૂં, સાયેર નીર બે પુત્ર સવાઈ;
રાજ ગયું ને વનમાં નીકળ્યાં, જોજો કીસ્મતનીરે ચુગાઈ—શું રે.
ફરતા ફરતા અહીં આવીઆ, પુર ચડયું તું આ નદી માંહી;
તેમાં તણાયા ત્રણે પ્યારા, કરી નાંખી દૈવે તો જુદાઈ—શું રે.

—o:o—

## વણજારો અને સતીમલયાગરીની વચ્ચે થયેલાં અરસપરસ જવાબ.

### દોહોરા.

વણજારો—ઓ બાઈ કેહેની મને, બાહાર કેમ રહી તું;
એ ત્રણ જળમા વહયાં, તેનું કારણ શું.
મલયાગરી—(રડતા રડતા) તુજ આગળ સર્વે હવે, સત્ય કહુંછું વાત;
આવ્યા આ નદી ઉપરે, હમે ચારે જણા તાત.

પુર નદીનું જોઇને, મુખથી બોલ્યા રાય;
નદીપાર જવા તણો, સાંભળ પ્રીયા ઉપાય.
ખાંધે બેસાડી પુત્રને મુકી આવું પેલે પાર;
પછી તુંને લઇ જાવું હું, એછે મારો વિચાર.
મેં કહયું સ્વામી ઠીકછે, હું બેઠીછું આંહે;
આવો જલદી મુકીને, રોકાતા નહી કયાંહે.
હા: કહી મુજને ગયા, દીન થયા બે આજ;
હું અબળા ઇંહાં એકલી, રેહેશે કેમ હવે લાજ.
વણજારો—બેન તું ચીંતા મુકીદે, મારી સાથે ચાલ;
ખા પી પ્રભુનું ભજન કર, થાશે સાહે દયાલ.
જો જીવતા નીકળ્યા હશેતો, મળશે કોઇ દીન;
એ નહી આપણા હાથમાં, વાત એ દૈવ આધીન.
મહ્યાગરી—બનવાનું હતું તે બન્યું, ચાલ આવુંછું ભાઇ;
વણજારો—ભાગ્ય હમારા જાગ્યાં, ચાલો પધારો બાઇ.

---

## મચ્છી મારે રાજા ચંદનને પુછેલો પ્રશ્ન.

### સોરઠ.

મચ્છીમાર—( રાજ મને નીકોલાગે થારો દેશ. ) એ રાહ.
કેહેની એ ભાઇ મને કોણ છો તું,
ગામ કયું ને નામ શું તારૂં ? સત્ય કહે સાંભળું હું—ટેક.
તેજસ્વી તું છો મોટો, આતે ગતી તારી શું—કેહેની.
શું કારણ એવું આવી બન્યું જે, જળમાં પડવું થયું—કેહેની.
આ મચ્છે તો ગળ્યો હતો, તુજને હું સાચું કહુંછું—કેહેની.

---

## મચ્છીમાર આગળ રાજા ચંદને કીધેલો ખુલાશો.

રાજાચંદન—( પ્રીતા હમે હમ કાંહાં કાંહાં. ) એ રાહ.
ઓ મારા પ્રાણ દાતા, કહું શું વાત હું મારી;

જો સાંભલશો તમે મારી વાત, નહી રહે છાતી સ્થીર તારી—ટેક.
નગર ચંદનાવતી નામે, ત્યાંનો રાજાચંદન હું;
ગયું જ્યારે રાજ નીકળ્યો બાહાર, લઇ બે પુત્રને નારી—ઓ મારા.
માહા દુઃખ વેઠતાં ફરતાં, આવ્યા નર્મદાને તીર;
ગતી માહાદેવની ઘેરી, ચઢયુ તું પુર ત્યાં ભારી—ઓ મારા.
બેસાડી સ્ત્રીને મેં ત્યાં, લીધા બે પુત્રને ખાંધે;
મુકીને તીર પેલેપાર, દુખીયો હું મહ્યવારી—ઓ મારા.
રહયા ક્યાં પુત્રને ક્યાં નાર, હું ક્યાં ઉદ્રમાં મરજીના;
કરૂં શું હું હવે ક્યાં જાઉં, મલે ક્યાં પુત્રને પ્યારી—ઓ મારા.

———0:0:0———

## સાયેર અને નીરે વનમાં ઈશ્વરને કીધેલી અરજ.

( કભુ હોતે ખુશી, કભુ હોતે ખફા. ) એ રાહ.

સાયેર અને નીર—ઓ ઇશ્વર તે આ શું કર્યું, હમો બન્ને જણા જઇએ તે ક્યાં;
રાજ ગયુંને થયા રખડતાં, મા બાપથી વળી જુદાં કર્યાં—ટેક.
નથી જોયો હમે ટાઢકે તડકો, આ દુઃખ આગથી કેમ જાસે સહયાં—હમો બન્ને.
ઓ દૈવ આવો સમો તેં દેખાડયો, એવાં તે પાપ અમથી શું થયાં ?—હમો બન્ને.

## સાયેર અને નીરે વનની અંદર કીધેલો વીલાપ.

(લેલી લેલી પોકારૂં મેં બનમે.) એ રાહ.

સાયેર અને નીર—કર્યો આશો ગજબ હમ ઉપર, અરે ઇશ્વર ઇશ્વર ઇશ્વર;
રાજ સુખ મુકાવ્યું હમારૂં, હમે શું રે બગાડયું તારૂં;

લાવની તું દયા દીલ અંદર, અરે ઈશ્વર ઈશ્વર ઈશ્વર.
આ ભયંકર જંગલછે ભારી, નથી સુજતો રસ્તો મોરારી;
ફરી આવી કેમ તારી નજર, અરે ઈશ્વર ઈશ્વર ઈશ્વર.
સર્પસીંગ ફરેછે બહું આહીં, કાટાં ભોકાયછે પગમાંહી;
દેહ ધ્રુજે હમારી તો થરથર, અરે ઈશ્વર ઈશ્વર ઈશ્વર.
અરજ સાંભળી દાસ તારાની, દયા લાવીને કર મેહેરબાની;
પ્રભુ સાહે તું આવી હવે કર, અરે ઈશ્વર ઈશ્વર ઈશ્વર.

—0:0:0—

## નીરે પોતાના ભાઈને પાણી માટે કીધેલી અરજ.

ઠુમરી—કાલીંગડો.

( મોરી અંખીઆ ફરકન લગી. ) એ રાહ.

નીર—લાગીછે તરસ ભાઈ પાણી પા, લગાડમાં તું વખત જરા-ટેક.
કંઠ સુકાયે જીવડો જાયે, માટે તું કાં ઓટી થા—લાગીછે.
જો નહીં હમણા પાણી મળેતો, પ્રાણ જશે તું જલદી
જા—લાગીછે.
આહીં નથી કોઈ આપણું બીજું, તુંજ માતને તુંજ
પીતા—લાગીછે.
પાણી લઈને જલદી આવજે, દોડ ભાઈ તું વેહેલો થા—
લાગીછે.

## નીરના મરણ પામવાથી તેના ભાઈ સાયેરે કીધેલો વિલાપ.

( સીતાજીના મહીનાની રાહ. )

ભાઈ ઉઠની બેઠો થાને, લઈ આવ્યો પાણી હું;
મારા વાહાલા દેની જવાબ, સુતો સોડ તાણી શું--ટેક

પડયાં વિખુટા માને બાપ, સુખ સર્વે ગયું.
આવા કઠણ સમામાં આજ, દગો મને દેછે તું—ભાઈ.
આવી ઊંચ ન કરીએ વીર, આગળ કામછે ઘણું;
આ રન વગડામાં આહીં, કોઈ નથી આપણું—ભાઈ.
જાગ જાગની જમણી બાંહે, હવે હું તે શું કરૂં !
તુને ઘટે નહી જાવું વીર, મને મુકી એકલું—ભાઈ.

—o—

## વીરનું જીવતું થવું અને ગમગીનીથી ગાયેન ગાવું.

( ખબર લેરે ગશીયા તું કયાંહે. ) એ રાહ.

વીર—અરે ઇશ્વર હવે જાવું કયાં હું;
જોઉં મુખડાં તે કયાં પ્યારાઓના હું—ટેક.
વખુટો વાહાલાઓથી, કીધો મુજને;
એવાં મેં પાપ પેલે ભવ કર્યાં શું—અરે ઇશ્વર.
નથી મળતો મને રસ્તો પ્રભુજી;
હવે જઈ કોને પુછું, કયાં પ્યારા હું—અરે ઇશ્વર.

—o—

## વીરનું શબ નહી મળવાથી તેના ભાઇએ કીધેલો વિલાપ.

( પડયોછું વીખુટો પ્રીયા વિજોગથી તારા. ) એ રાહ.

મુજને મુકીને એકલું નોતું જવું પ્યારા;
તનડું બળેછે માહેરૂં વીજોગમાં તારા—ટેક.
કયાં જાઉંને શું કરૂં કંઇ સુજતું નથી;
આવી દુઃખમાં કરની સાહે, વાહાલા ભાઇ તું મારા—મુજને.
રાજ પણ ખોયું પડયા, મા બાપથી જુદાં;

એવી આગમાં બળતા ઉપર, મુકયા તેં અંગારા—મુજને.
તારા પેહેલાં મારૂં મૃત્યું કેમ ન આવ્યું;
છાતીમાં સમાતા નથી, આ વ્રેહેના ભારા—મુજને.
આ કઠણ સમાંમાં તુજને ન ઘટે જાવું;
અરે પ્રભુ કયારે આવસે, આ દુઃખ તણાઆરા—મુજને.

—:0:—

## સાયેરને ફાંસી દેતી વખતે સાયેરે કીધેલી ઈશ્વર પ્રાર્થના.

( હાય કયા બાતંહે, પ્યારે એ સુનાયા તુંને. ) એ રાહ.

**સાયેર**—વાહે પ્રભુજી ગમી વાત આ કેવી તુંને;
દાસ તારાની જોઇએ સારતો લેવી તુંને—ટેક.
મુકાવ્યું રાજ સર્વે, સ્નેહીથી જુદો કર્યો;
આવી શું ધ્યાનમાં, તકસીર તે એવી તુંને—વાહે.
એકતો માલ ગયો, વળી હું ચોર ઠર્યો;
બેગુન્હે નં ઘટે આ ફાંસીતો દેવી તુંને—વાહે.
મારા દુઃખમાંતો હવે નથી રહી કાંઈ બાકી;
બીતો નથી હું સજા દે ગમે તેવી તુંને—વાહે.

—0:0—

## સીપાઈઓએ નીરની દરબારમાં સાયેરને પકડી લાવીને કીધેલી અરજ.

ચોપાઇ ( જોગીઓ. )

**સીપાઈઓ**—રાજા સાહેબ આ તશ્કર, જેને ફોડયુંતું વણીકનું ઘર;
ત્યાં એ જયારે થયોતો છતો, ત્યારે ફાંસી દેવા મોકલ્યો હતો;
લાલચ લીધી ત્યાં ઢેડે સહી, તેને ફાંસી દીધી નહી;

આજે પાછો નજરે પડયો, મેં લાવીને ઉભો કર્યો;
ગમે તે એને શીક્ષા દીઓ, પગાર વધારવા મારો કહો.

—:o:—

## નીરના પુછવાથી સાયેરે આપેલો જવાબ.

ચોપાઈ (જોગીઓ.)

સાયેર—પાણી લઇને આવ્યો હું જોઉં ત્યાંતો નીર જીવતું;
અગ્નિદાહ તને દેવા માટે, કફન લેવા ગયો વણીકને હાટે;
પોંચી મુકી વણીકને તંહી, કાટ કફન મેં લીધું સહી;
પાછો આવી જોઉં જયાં, તારૂં શબ ન દીઠું ત્યાં;
ત્યાંથી પાછો આવ્યો ઘેર, જમાડયો મુજને રૂડીપેર;
મધરાતે મચાવ્યો સોર, બુમ પાડી કંઈ ચોર ચોર;
સીપાઈએ મુજને પકડયો સાર, ફાંસીનો કીધો નીરધાર;
જેદેવશાએ છોડાવ્યો, તેની સાથે અચલાકપુર ગયો;
પાછો આવતા પરણીનાર, વણીકે નાંખ્યો સમુદ્ર મોઝાર;
તુઠો મુજપર જગનો નાથ, લાગ્યું એક પાટીયું હાથ;
કીસ્મતજોગે આવ્યો અહીં, ત્યારે તુજને ભેટયો ભાઈ.

—o:o:o—

## રાજાચંદને માહાદેવના મંદીરમાં કીધેલી પ્રાર્થના.

હોરી.

રાજાચંદન—દીન દયાલ મોરારી, પ્રભુ છો દીન દયાળ મોરારી,
તમે સાહે કરોની મોરારી—ટેક.
સેવકને તમે સાહે કરોછો, ભગત વછળ બ્રદ ધારી,
જાણીને મુજને દાસ તમારો, વારે ચડોની અમારી—પ્રભુ
માહાપાપી આ જગમાં ઉધર્યાં, નામ તમારૂં સંભારી;
નામનું માહાતમ જાણે તમારૂં, રૂશી મુની બ્રમચારી—પ્રભુ.
હાથ જોડીને તમને પ્રભુજી, પ્રણામું હું વારવારી,
કાંતો આ પ્રાણ હરી લોને મારા, કાંતો મેળવ પુત્ર નારી—પ્રભુ.

## પ્રધાને તથા વિદુષકે રાજા ચંદનનો પતો ન લાગવાથી કીધેલો વિલાપ.

( ઓધવજી સંદેશો કેહેજો શામને. ) એ રાહ.

વીદુષક અને પ્રધાન—આશો ગજબ ઇશ્વર તેં કીધો કારમો,
પાડયો વિછુટો સદવાદી સરદારનો,
દયા કેમ ન આવીરે, નગેરા કેમ થયો,
ચંદન વીન હવે જીવવામાં ધીક્કારનો,
નીરલજ તારી છાતી કઠણ આવી કેમ થઇ,
દયા દીલમાં લાવી કરને વીચારનો,
મેળવ પ્રભુજી સ્નેહી ચંદન રાયને,
જેછે અમારા હરડાં કેરો હારનો.

—o—

## પ્રધાને અને વિદુષકે નીરની દરબારમાં ગાયેલું ગાયન.

( કયાં ગયો શાહજાદા જાની પ્યારો. ) એ રાહ.

કયાં મળશે ચંદન પીયારો, જીવ તલપેછે હમારોરે—ટેક.
દેશો દેશ અને જંગલે જંગલ, ફરતાં ન આવ્યો આરોરે—કયાં.
વિજોગના દુઃખનો માથેથી, કયારે ઉતરસે ભારોરે—કયાં.
આણી દયા પ્રભુજી મેળવ ચંદન, ચંદન વીન જગ ખારોરે-કયાં.

—o:—

## સર્વે જણા મળીને કૃષ્ણની પ્રાર્થના કરેછે.

બધા—( દર ચાલે હાલે દીલમાં નોંધીલા. ) એ રાહ.
ઓ ઇશ્વર જગકરતા તારી, છે અકલ કળા સૌથી ન્યારી,
કરી અમપર મેહેર કૃપા ધારી, કીધો તેં ખેલ પુરો આરી,

અમ્બે મંગલ મુરતી વિઘ્નઆરી, છે અકલ કળા સૌથી ન્યારી.
ઉમેદ પુરી થઈ હમારી, આવી સાહે કરી તેં મોરારી,
પ્રણામ કરીએ વારંવારી, સેવકનાછો તમે સુખકારી,
જાઈએ તમો ઉપર હમે બલીહારી, છે અકલ કળા સૌથી ન્યારી.
મનકા પાપીને તેં તારી, ધાર કરી અલ્યા નારી,
વૃંદાને તેં મસ્તક ધારી, ગુણ ગાઈએ તમારા લલકારી,
કરજે તું અંતગતી સારી, છે અકલ કળા સૌથી ન્યારી.

# ચાંદબાના ખેલમાં ગવાયેલાં ગાયનો.

—:o:—

## ચાંદબીની તારીફ સાંભળવાથી ગુલખેરૂનું તેના ઊપર આશક પડવું.

ગઝલ.

(એક શેહેરમે દેખી દીલરૂબા ઉસકા ગમ મુજે શુબો શામહે.) એ રાહ.

યારો કયા કરૂં અબ જફા બયાં ફ્રોજે ગમને ઘેરાહયે આ મુજે,
આયેસો આસરત સારી તબાહ કર દીઆ ચાહે ગમમે ઝુકા મુ-
જે—ટેક.

જબસે દેખી હયે એક માહેર, હરઆન ઉસકી હયે જુસ્તેજુ,
કર કીસ દહનસે મેં ગોફતગુ નહી તાબ હએ બ ખુદા મુજે—યારો.
તેગે અબરૂને ઉસ માહાકે કીયે તુકરે દીલ ગમખ્વાહકે,
હું સતકે હુસ્ન કે શાહકે કીયા જીસને હએ મુકતીલા મુજે—યારો.
ચહા ઉસકી હએ દીલો જાનસે ફીરાક ઉસકા સામીલ હએ સાનસે,
કરૂં જુસ્તજુ જહદ ધ્યાનસે એહી સુઝ હયે અબ શીલામુજે-યારો.
કોઈ તરેહ ઉસે મીલુંગા જા એહી આરઝુ હયે મેરી સદા,
હયે હકીક રાહબર મેરા બલા કયદે ગમસે કરદે રાહમુજે—યારો.

(તું આ ઝાન ઝરતા લેએ.) એ ગાહ.

ગુલએરૂ—તું કહાં હયે મેરીજાન, મયે દીલદાર હું તેરા,
તેરે હુશન કે બાઝારમે, ખરીદદાર હું તેરા—ટેક.
તું ગુલાબી ગુલ હયે, સબને ઈરમકા,
તો માઈલ હું મયે ગુલકા, ગુલઝાર હું તેરા—તું કહાં.
પુરનુર દીદકી ઝલક મુજે બતા,
હઝારો કર સીતમ સનમ, લાચાર હું તેરા—તું કહાં.
કીયું છુપાતી હમશે તું આઈને, રૂખશારકો,
એક બોસે કે લીએ જાની, તલબગાર હું તેરા—તુ કહાં.
કયું ન મીલતી મુજસે, તું સનમ સંગદીલ,
મયેદામે ઉલતફતગે ગીરફતાર હું તેરા—તું કહાં.
કહાંતક કરૂં મયે તેરી, જુસતજુ સનમ,
આએ રફીક દે બતા મુજે તાબેદાર હું તેરા—તું કહાં.

—o:o—

## ગુલએરૂનું ગાઈ રેહેવું અને રફીકે આવીને તેને દીલાસો આપવો.

ઉપલી ગાહે.

રફીક—આએ રફીક રહે બેફીકર, તું સીરદાર હયે મેરા,
કહે અઝીઝ કીસકે ગમસે સીના ફીગાર હયે તેરા—ટેક.
પતાબતાદે મુજકો વોહ સંગદીલ સનમકાં,
જાકે કરૂં તલાશ, ફરમાબરદાર હું તેરા—આએ.
દેતા હું મયે કૌલ તુઝે, કરૂંગા વફા,
સફા કરૂંગા દરદકો, દીલશાદ કર તેરા—આએ.
ગમ આલમકુ છોડકે, અબકર મુઝે બયાં,
કેઉ હુવા ગુલએરૂં, દીલ આએ બેકરાર તેરા—આએ.

## રફીકના પુછવાથી ગુલએરૂ અને રફીક વચ્ચે થએલા સવાલ જવાબ.

( ગોરી ચલી સાસરા પીરખી. ) એ રાહ.

ગુલએરૂ—કયા કહું રફીક મેએને, દેખી અઝાયબ નારી;
ના હોતી મુજે તારીફ, જમાલથા ભારી,
રફીક—કીઉં કરતા ઝખાકો બંધ, છોડદે ગમકો,
કહાં દેખી નાઝની, તુંને જાહીરકર હમકો,
ગુલએરૂ—એકદીન રફીક મેં ગયા શેલકરનેકો,
હુર પરીકુ દેખકે, જાન લગી જલનેકો,
થી હરન કે માનીદ આંખ, નરગીશ સરગાવે,
વોહ રાતો દીન તસવીર, ખાબમેં આવે,
રફીક—ના કર ઉકો રંજીદા, સાથ ચલમેરે,
હોશાદ દીલમેં, અએ રફીક અઝીઝ તું પ્યારે.

—o—

## ચાંદબીએ પોતાના યારોને આવતા અસુર થવાથી ગમગીનીથી ગાએન ગાયું.

( આજ શામ ગોકુલીએ બાંસલી બજાઇ કે ) એ રાહ.

ચાંદબી—કાસીદા તું જાકે ખબર લાદે મારે ઇઆરકી,
લાદે મારે ઇઆરકી તું લાદે મારે ઇઆરકી—ટેક.
ઇઆરકી જુદાઇ મેં જાતી હયે જાન જાનરે,
રેહેમ કર મુઝપે ખબર લાદે દીલદારકી—કાસીદા.
બહાર જોબનકી જાતી હયે ઇઆર તેરે શીવા,
બગેયર માલી બાગમેં માઇલ હુ ગુલજારકી—કાસીદા.
તડફ તડફ રેન જાવે દીન કટે ગમખારીમેં,
ગીરીઆંમેં કરૂં રાતો દીન લેલે ખબર લાચારકી-કાસીદા.
જાનીકી જુસ્તજુમેં જારે જલ્દ કાસીદા,
હયેશાન માનુંગી તેરા તુ લાદે ખબર ઇઆરકી—કાસીદા.

( એ ચતર નાર કર કર. ) એ રાહ.

ચાંદબી--મોહે કરકે પ્યાર, ગયે સૌકન દુવાર—ટેક.
મોકો આઓ યાર, સુનરે સજની,
અએસો ડાઘ લગે દીલમોરે જલ—મોહે.
કરે અરઝનાર આવો મોરે દુવાર,
કરૂં ઈઆર ઈઆર સુનરે સજની,
આઇ જોબન બહાર પીઆ છોડ ચલ—મોહે.

——0:0——

## ગુલબેરૂનું આવવું અને પોતાની મતલબ જાહેર કરવી.

બેત.

ગુલબેરૂ--ગુલબેરૂ ચોર મેરા નામ, જેહાંમે મશહુર,
આયા હું માશુકકે ખાતર હુમે ઇશ્કમે ચકચુર.
એક શહેરમે દેખી નાઝની ન નવ ઝવાન,
ખાતર ગયે જીસકે ભટકતા હું બીઆબાન.
દીબા દીદ લીઆ છીન મેરા શબરોકરાર,
અબ મીલા મેરી માશુકસે અએ પાકપરવરદીગાર.

——0:0——

બેત.

કયા કરૂં ઇસ પરીકી સીફતકા બયાં,
તારીફ મે મેરી હયે કમઝોર ઝબાં.
જવાનીકે બાદલ મયે છુપા હયે મહાતાબ,
ઇન ગરમીએ હોશનસે દીલ હુવા હયે બેતાબ.

——:0:——

# ગુલએજીએ ભઈઆને કેહેવાથી ચાંદબીને કેહેવું અને તેનો આપેલો જવાબ.

બેત.

ચાંદબી—પુછેગા મુજકોતો મયે દોગી જવાબ,
ભઈઆ ઉસે અંદર દાખીલ કર સીતાબ.

બેત.

ચાંદબી—ઈશક કયા સેહચે, કીસી કામીલસે પુછા ચાહીએ,
કીસ તરેહ જાતા હયે દીલ, બેદીલસે પુછા ચાહીએ.

—:o—

# ગુલએજીને ગાયનનો શોક હોવાથી ચાંદબીએ તેનું મન રીઝવવાને ગાયન ગાવું.

( મેદા પ્રાણ કનૈયા સજની. ) એ રાહ.

ચાંદબી—શુનો પીઆ, પ્યારે દીલજાની,
મયે તુમપે ફીદા કરૂં જાન, હોજાઉ બુરબાની—ટેક.
ભોલી ભોલી સુરત મીઠી મીઠી મુરત,
અદાએ બાકી ચહેરા નુરાની—સુનો.
મસ્તભરી અંખીઆ દેખી સનમકી,
હરન હુવે ખુરબાની—સુનો.
તોહેબીન સજના મોકુ ચેન નાહી,
પીયાબીન જીઆકુ હએરાની—સુનો.
ઉલફતમે આફત અએસી ન દેખી,
કીઉ કટે મોરી જીંદગાની—સુનો.
સીતમ હયે કએસા સનમ હાએ મુજપે,
જુદાઇ દીલમે કીઉ ઠાની—સુનો.

( દેખો દેખો બંગાલીકી. ) એ રાહ.

•ચાંદબી—ગયા યાર મેરા અબ કોઈ નહી,
ગઇ રેન મોકુતો ચએન નહી—ટેક.
સુની સજન કએ સીવાઈએ હવેલી,
સનમ સુન એ જીદંગી અબ ભાતી નહી—ગઇરેન.
અરે પ્યાર ઉલ્ફતમે આફત એ કએસી,
કખુ નયેને ભરકે મેં સોઇનહી—ગઇરેન.
અગર ઈઆર આવે છાતીસે લગાઉં,
કરૂ હાર ગલેકા ગએ છોડું નહી—ગઇરેન.
કરૂ જાન કુરબાં અગર દીદ દેખું,
મુજે માલે દોલતકી પરવા નહી—ગઇરેન.

——0:0——

## ગુલએરૂના જવાબાદ હમજાદખાનનુ આવવું અને ચાંદબીએ તેનું મન રીઝવવું.

દાદરો.

પીલે મેકો જામ બાલમ પીલે મેકો જામ,
પીનેસે હોવે આરામ બાલમ;
કયું બયેઠે બનકે બેકામ—બાલમ.
ગયેકે પીનેસે આરામ હોવે ઔર પડે ખુબ ચએન,
પ્રીતમ પ્યારો સેજપે, ફીર જાવે ખુશીમે રેહેન—બાલમ.
સાજન મોરો છેલ છબીલો પીવે મેકો જામ,
રોશન હોવે રજની સબીકી ઔર મીલે આરામ—બાલમ.
પ્યારેકી મએ રાહ દેખું કબ આવે પીઆ,
ન દીદ દેખું દીલદાર કો મોરો જલ જલ જાએ જીઆ—બાલમ.
ખાતર તેરે મયે દીવાની સુનરે તું બાલમ,
હીઝરમે હએરાન હુ કરૂં આહ ઔર ગમ—બાલમ.

ભરભર મેવેકો જામ મએ દેતી પાંવ મેરા દીલદાર,
તુંઈ રસીલા તુંઈ છબીલા તુંઈ ગલેકા હાર—બાલમ.
જોર ઝપટ મોસે સોવે લપટવો છલબલ હે ભાતી,
ન આવે દીલભર સેજપરતો ગમસે ફૂટે છાતી—બાલમ.
અરે પ્યાર લગાકે પ્યારા તુને લીઓ મેરા દીલ છીન,
પ્રીત લગાકે છોડ ગયો મએ રોતી હું રાતો દીન—બાલમ.

અંત્રા.

દારૂતો મારૂ પીએરે રાતા રાએ નેન,
સુતો સાહેબો જાગસે તો થાસે રંગની રેન—બાલમ.
ઘોડા મેરા કમ ચલેરે દીન થોડા ઘર દુર,
સેજ છોટી કામીની મારૂં જોબન જાએ ભરપુર—બાલમ.
સાંજ પડેને સાહેબો મારો દારૂડી પીવા જાય,
અડધી રાતે આંગણે આવે મારો નાજુક જીવ ગભરાએ—બાલમ.
ઊંચે પાએ ઢોલીઓ ઢીલી પડી નવાર,
ચાલુડો રંગ ભીંજીઓ કાંઈ રમીઓ રાજકુમાર—બાલમ.
રાત પડેને સાહેબો મારો નાવે સુવા ઘેર,
શોકનડી ઘેર જઈ સુવે મારી આંખમાં આવે ઝેર—બાલમ.
દારૂતો દગદગ કરેરે પીઓલા કરે પુકાર,
ભર દેવે મરગ લોચની તમે પીઓને રાજકુમાર—બાલમ.
સુરજ થાને પુજશારે ભર મોતીરે થાર,
દો ઘડી મોડો ઉગજે મારો સાહેબો બોલે શીકાર—બાલમ.
આંબ તડે જીઆરા જલેરે કોઆલ ફેરાદે,
શ્રાવણકી ઝડીઆ લગી કાંઈ ઝાડો ઝોકાદે—બાલમ.
દારૂડાનાં રંગમાં કાંઈ છેલ ગડયા બેચાર,
લાખ ટકાનું ઝુમણું ગયું શોકનડીને હાથ—બાલમ.
ઊંચી નીચી રેજડી માસે ચડયો ન જાએ,
કેજો મારા કંથને મને ગોદીમા લઈ ચડી જાએ—બાલમ.

હાજર બીડો હાથમે કાંઇ ઉભી શલુની નાર,
શાન કરી હું આપુ તમને ખાવો માગ દીલદાર—બાલમ,
પ્રેમે પધારો પીઉજી માગ મેં પાથર્યાઓછે પલંગ,
રશીઆ મારા રશથી ભર્યા કાંઈ આવી ઉડાવો રંગ—બાલમ.
તેં વાવીછે કાકડી કાંઈ મેં વાવ્યું ખડબુચ,
તેં રાખી તારી જાતડી તારે મેં રાખ્યા રજપુત—બાલમ.

(લાદે પંજાબી લોગ.) એ રાહ.

કબ આવે બસંત બહાર યારસે મયે હોરી ખેલુંગી,
ભરભર મારૂ રંગ હાથ પીચકારી લે લઉગી—ટેક.
ગુલ ગુલાબ ગુલ સીતંમ ચમેલી કલીઆં મંગાલુગી,
સજ સોલે સીનગાર ફાગમે બનઠન બયેઠુંગી—કબ.
કેસરકો સબ રંગ બનાકે સાજન કો ભીજાઉગી,
અપને અંગનમે ખેલ રંગ ગગનોમે ઉડાવુંગી—કબ.
પીઆકો આવે દરશ દીખાવે બલૈયા મયે લઉગી,
વને વનેકી કલીઆં સેજ ગુલસનમે બીછાઉગી—કબ.
નહી ચએન માહે રએન પીયાબીન કીસે જા કહુરી,
પીઆબીન સુની સેજ આગ ગુલસનકો લગાદુંગી—કબ.

## ગુલખેરનું આવવું અને હમજાદખાનને જોઇને ચાંદની ઉપર ગુસ્સે થવું અને તેનો ચાંદનીએ આપેલો જવાબ.

બેત.

ચાંદની—ખફા કીસ હોતા હયે આશકારે આલમ,
મયે હું યાર તેરી કયા નહી તુઝે માલુમ;
બાતકી હયે કોનસી મયનેન માની આપકી,

કમ હુઇ હએ મેહેરબાં કીઉ મેહેરબાની આપકી;
મેરે હુશનકે ગુલશનકી મહક તુંહી લુટેગા,
મુજ ખુલ ખુલકી ફીકર મતકર વો જુર જુરકે મરેગા.

ગુલખેરૂ—અએ ચાંદ દીલોજાનસે તું ચહાતી હયે મુજકો,
તો ખાતર તેરી મહોબતકે મએ કહેતા હું તુજકો;
દો ચાર યારો કરનેસે હોગી ખરાબી આપકી,
ઇઝત જાએ જેહાંમે વોબી ખરાબી આપકી;
અબ સમઝ અએ નાઝનીન રશકે ચમન,
પ્રીતકો નીભાના હયે બડા કઠણ.

——0:0——

## હમજાદખાન અને ગુલખેરૂ વચ્ચે તકરાર થવી અને ચાંદબીબીએ આવીને તેઓને શાંત પાડવા.

ઇંદિર સભાની રાહ.

હમજાદખાન—ખાનાતો તૈયાર હયે અબ ઉઠો મેરે દોસ,
નાનખટાઇ ઔર કબાબ બીસકુટ શરાબકા હયે જોસ;
ગુલખેરૂ—આયા હયે કીસ વાસ્તે કીઉં કરતા હયે ઝીઆદી બાત,
ચુપ ગધે તું બયેઠ નહીતો મારૂંગા ભરલાત;
હમજાદખાન—એ દમ કીસે તું બતલાતા, ચુપ ઉલ્લુ કે સરદાર,
ઘરમે મેરે આકે કીઉં કરતા હયે તું તકરાર;
ગુલખેરૂ—બસ ઝબાં એ ઝહેરી બંદ કર તેરી ચુપ ચુપ ઉલ્લુ બયેઠ,
ચાંદ જેસી ચાંદબીબીકા તું નૌકર મયે સેઠ;
હમજાદખાન—ચંદા મેરી માશુક હયે, ઔર મયે હું ઉસકા યાર,
ફીકર તેરી મત બતા મુઝે નહીતો મારૂંગા બદકાર;
ગુલખેરૂ—ચંદા ચતુર વોહ પ્યારી હયે મેરી તુઝકો મારે લાત,
ચયે ઔર ચંદાકા નામ એક ફીર તું કૌનસી બદઝાત;
ચંદા તુજકો ચાહાતી નહી વોહ મુઝકો ચાહાતી ખાસ,

**ચાંદબી**—( ઘરમાંથી આવીને ) ચુપ ચુપ દીવાને ફીઊ, લડતે
મયે ખડી તુમારે પાસ;
ન કરો ખાતાં બેશરમી તુમ કરોજી આપના કામ,
ચએન મઝે ઔર ખુશી ખુશાલીમે હીઆં કરો આરામ,
મયે માશુક હું આપકી તુમ દોનો મેરે યાર,
દોલત ઝીઆાદી લાવે ઉસકી મએ હું તાબેદાર.

——o:0:o——

## હમજાદખાનના ગયા પછી ચાંદબી અને ગુલખેરૂ વચ્ચે થએલા સવાલ જવાબ.

### બેત.

**ગુલખેરૂ**—જાન જાનતો એહીજાન, ઔર મેરી જાનતો તુંહી હયે.
મુસલમીન દેખે ઇદકા ચાંદ ઔર મેરા ચાંદતો તુંઇ હયે,

### લાવણી.

**ચાંદબી**—લે દોલત. આના જલ્દ મેરે દીલજાની,
મ સીવાએ તેરે ફીરૂંગી બનકે દીવાની;
**ગુલખેરૂ**—ફીઊ હોતી દીલમે દીલગીર મેરી તું નુરાની,
મયે હુવા હું આશક દેખ તેરી પએશાની;
**ચાંદબી**—નહી જેસી જહાંમે યાર તેરા કોઈ શાની,
તુઝ ગયે મુઝે નહી ચએન રેહેનહએ રાની;
**ગુલખેરૂ**—રખચંદા તેરે પાસ મેરી એ નીશાની,
દેરઝા ખુશીશે જાન ના હો પશેમાની;
**ચાંદબી**—રખતી હું ચશમોશે યાર તેરી મયે નીશાની,
તેરે દફાહો દુશમન ખુદા તેરા નીગેબાની;
**ગુલખેરૂ**—જાતા હું ચાંદ મએ રખીઓ મુઝપે મેહેરબાની,
ઝર ઝહેર લાકે કરૂં તુઝપે ખુરબાની;

( ગુલખેરના જવાબાદ. )

બેત.

ચાંદબી—છટકેમે ચુગે આગે હયે ઈગે હયે બોસ બાટ,
કસે હયે શીકનજેમે આબ ગયે મહુંગી દોનોકા ધાટ.

—o:o:o—

## ફુલચંદ શેઠના છોકરાનું આવવું, શોભચંદે ગાળો દઈ કાહાડી મુકવાથી શેઠાણીએ આવી છોકરાને છાનો રાખવો.

( શેર બજારે આતે શું કર્યું. ) એ રાહ.

શેઠાણી—છાનો રહેને તું બાળ છોકરા,
મુવે મેહેતે દીધી તને ગાળરે સલુનારે—ટેક.
તુ તો દોડીઓ લેવાને આવીઓ,
મુવે મેહેતે મારી તને લાત સલુનારે—છાનો.
તારા બાપે તે દોડીઓ નહી આપીયું,
તને આપું બારેકને કોપરા શલુનારે—છાનો.

—o:0:o—

## બાદશાહની દરબારમાં ચાંદબીએ ગાયેલાં ગાયનો.

( કહું કયા ફુલકકા સતાયા હુંમે. ) એ રાહ.

ચાંદબી—તાજે તખ્ત ઔર બાદશાઈ સારી,
આલમ પનાહ હો તુમે મુબારક—ટેક
તારીફ તેરી હોવે જહાંમે,
જહાંપના વોહ તુમે મુબારક—તાજે તખ્ત.
રંજો મુશીબત દફાહો તુમસે,
રહેમ ખુદાકી હો તુમે મુબારક—તાજે તખ્ત.
તુમારે હુકમે અરમાન હમારી,
કરે હાંશીલ ખુદા તુમે મુબારક—તાજે તખ્ત.

કયામત તક કાયમ રહે તખ્ત શાહકા,
ઈએ હયે દુવા હમારી હો તુંમે મુબારક—તાજો તખ્ત.

(ગોકલીએ લઈ ચાલો.) એ રાહ.

હોરી એમુંમે કીન કે સંગ પીઆ ઘરનાહી આપના—ટેક.
હાલત હમારી શુનોરી સખીઆં,
બેપરનવાઈ મોરે અખીઆં—પીઆ.
રંગકી રાહેલીઆ એસ હોરી,
તો દેખ જલે જાન મોરી—પીઆ.
સોનેકી મારી બની પીચકારી,
હીરે જડીત રંગ સારી—પીઆ.
ફાગણુ ફલ્યો ફલોસે સજની,
તડફ તડફ જાગે રજની—પીઆ.
સબ રંગ ફીકો પીઆ બીન બયેના,
નાપેનુ જહવેર ઔર ગેપના—પીઆ.
જોબનકી બહાર પીઆ બીન જાતી,
ઉબલ ઉબલ રહી છાતી—પીઆ.
દરશકો તરશત અંખીઆ હમારી,
આગ આંકે ગરૂં મેં કટારી—પીઆ.

બેત.

બાદશાહ—બઝીર વઝીર દીલ હુવા હયે ખુશાલ,
આરગાન કયા એ રબતી ગયે કરૂંગા નીહાલ.

---

## ચાંદબીના પયારા આશક ફકકડનું આવવું અને ચાંદબીની જુદાઈમાં ગાવું.

(તકરકા હોતા હયે અએ સાબી ગુલનદાંમ કંઈ.) એ રાહ.

ફકકડ—ચાંદકી જુદાઈમે અબ જાન મેરી જાતી હયે,

રૌશન દીદ બતા મુઝે અએ પ્યારી કીઊ સતાતી હયે-ટેક.
શરમીંદા ગુલાબ હોતા હયે દેખ રૂખશારેકો,
ચશમકો દેખકે નરગીશબી શરમાતી હયે—ચાંદકી.
ગહેબુઓમે વોહ હયે નાઝની રશકે ચમન,
જુલ્ફ કાલી દેખકે બુલબુલબી બલજાતી હયે—ચાંદકી.
દંમપે દંમ કરતાં હું યાદ જાન કીઊ મીલતી નહી,
હયે શીકલ રસીલી વોહ તશવીર મુજકુ ભાતી હયે-ચાંદકી.
ચાંદસે મીલું મયે જાકે તો હોવે આરામો ચેન,
વસલકી કબ રાત હો અરમાન અએસી આતી હયે-ચાંદબી.

—— ૦. ——

## ચાંદબીએ પોતાના ચાર ફકકડ આગળ ગાએલાં ગાયનો.

( મુસતફા ભાઇ દીલઆરા. ) એ રાહ.

ચાંદબી—હીઝરમે અએ પ્યારે જાન મેરી જાતી હયે,
રશકે ચમનકા ગુલ હયે તું તસવીર તેરી ભાતી હયે-ટેક.
જીકો નાહી ચએન મેરે જબસે વોહ ગયા સનમ,
લાખોમે હયે તુંહી દાનાન, અકલ મેરી પાતી હયે-હીઝ.
લબતો મયેને દેખી તેરી, ગોયા માંનીંદ ગુલસી હયે,
જી કરૂં ખુરબાં તુજપે અરમાન અએસી આતી હયે-હીઝ.

( સંભાલો તેગ અદાકો જરા સુનોતો સહી. ) એ રાહ.

ચમનમે આયેહો પ્યારે જરા સુનોતો સહી,
ઉડાવુંગા ગાનેકી ખુશબો હવા સુનોતો સહી—ટેક.
ન હોગા જેહાંમે કોઇ ઇઆર આપકે માનીંદ,
કરૂંગી ખુશમેં બોલકે જબાં સુનોતો સહી—ચમન.
બીમારી સખ્ત હયે જી હાલ તુમસે કયા બોલું,
કોઇ સુનતા નહી મેરી સદા સુનોતો સહી—ચમન.

મરીજ મેરેકા હકીમ કોઇ મીલ જાવે,
હેશાન માનુગી ઉનકા ભલા સુનોતો સહી—ચમન.
થકે હકીમ હયે દવાજો ઉનકી દર્દકે,
આશક આ જાએતો દરદ દફા સુનોતો સહી—ચમન.

# ચાંદબી, ગુલખેરૂ અને હમજાદખાન વચ્ચે થએલી તકરાર.

ઇંદર સભાની રાહ.

ચાંદબી—ઝીઆદી દોલત હયે તેરી અએ મેરે ગુલખેરૂ સનમ,
મેરે ખાતર અએ પ્યારે કયેસા ઉઠાયા હયે સીતમ;
ગુલખેરૂ—તેરે જુલફોને અએ જાની મેરા દીલ છીનલીઆ,
દાંમે ઉલફતમે મેરે દીલકો તુને કયેદ કીઆ;
ચાંદબી—અએ મેરે જાન બસ અરમાન બરાઇ મેરી,
દીલકો ખુશકર અએ પ્યારે આબતો હોચુકી તેરી;
ગુલખેરૂ—તેરે નયેનોને અએ જાની મુજે દીવાનાં કીયા,
પર ન મહોબતમે મએને વસલકા એક જામ પીઆ;
ચાંદબી—આગેરે ગુલખેરૂ તુજે હાર ગલેકા મે કરૂં,
મીઠી બાતોપે તેરી જાન ગયે કુરબાન કરૂં;
(ઠગને)—મીઆછે પાંચ ગીનો અબતુમારા કામ નહી,
બાત ઇએ શરમકી આશકકો હીયાં આરામ નહી;
હમજાદખાન—કીસલીએ જાઊંગા મયે ચાંદબી તુ સુનલે જરા,
તેરી હાન ચોરકી છાતીપેઅ બસ રહુ ગા ખડા;
ચાંદબી—ખડે રહો બહાર મીઆ હીંઆસે છોડકે તકરાર,
મેરે ગુલખેરૂ શીવા ગયેરકી નહી દરકાર;
હમજાદખાન—દી હયે દસ લાખકી દોલત ચાંદબી તુજકો,
બેશરમ હો ચુકી ઇનકાર કીઊ કરતી મુજકો;

ચાંદબી—મેરે પ્યારેકે સાથ મએ કાટુંગી ખુશીસે દીન,
    પટી એક પાનસે દશ લાખ મેં લેતીહું છીન;
હુમજાદખાન—બેવફા હોચુકી આખર મુજે બીગાના કીઆ,
    દૌલત દસ લાખકી લેકે મુજે દીવાના કીઆ;
ચાંદબી—દરગા દશ લાખકા નૌકર મેરે ખાતે હયે,
    તેરે જયસેતો મીઆ મુજપે બહોતઆતે હયે;
હુમજાદખાન—ખુન આતા હયે મુઝે જણીગા મયે દોનોકી જાન;
    ફીરભી કહેતા હું કે ચાંદબી જરા તું માન
ગુલખેરૂ--અબ મીઆ બહોત હુવા બંધકર ઝબાં એ તેરી,
    શેઠ મયે ચાંદકા ઔર યેભી શેઠાની મેરી.

—0—

## ગુલખેરૂને ભુખ લાગવાથી ચાંદબીએ શરાબનો સીસો લાવીને આપવો.

બેત.

ચાંદબી—લાઈ હું મયે શીશા ભર ઝહેરી શરાબ,
    પીલાઉં ઠગ ચોરકુ આખર દગ કર સીતાબ;
    મયે આશક હું ઉનપે હયે મેરા દીલદાર,
    ધનમાલ દૌલતકી નહી મુજે દરકાર;
    લાઉં મયે જલ્દ ઔર કરૂ એહ કામ,
    ફીર મયે મેરા ફક્કડ મજે કરીંગે શુબો ઔર શામ.

--0:0--

## ગુલખેરૂ અને હુમજાદખાન મરી ગયા પછી ચાંદબીએ ફક્કડને ચાદરમાથી બાહાર કાહાડવો અને તેને કેહેવુ.

બેત.

ચાંદબી--આમેરે પાસ આએ મેરે પ્યારે આલગરત,
    તેરે દોસ્તોમે દેતીહું મયે આપના દસ્ત;

કયામત તક કયામ રહે તેરી ઉલફત,
ખુદાન ખાશતા નગીરે આફત;
નગયેરસે ગરજ હયે મુઝકો ઝીનહાર,
આજસે હું તેરી ઔર તું મેરા દીલદાર.

ફકકડ—સુન એ ચાંદ તું હયે વફાદાર,
હયે જાન સચા મુઝપે તેરા પ્યાર;
કોલ દે મુજકો તું હોકે વફા,
કે હરગીઝ ગીરે ન મુજપે જફા.

( ગરહમને દીલ સનમકો દીઆ. ) એ ગત.

ચાંદબી—જફા ગીરે ન તુઝપે જાન ઇએ જાનકી કસમ,
હરદમ રખુંગી ચશ્મોપે ઇમાનકી કસમ—ટેક.
તેરે ખાતર પ્યારે મએને લી દોનોકી જાન,
અઝીઝજાની તું મેરા હયે જાનકી કસમ—જફા.
તું ગલેકા હાર હયે ઔર તું મેરા દીલદાર,
તું ઝીગરકા જાની હયે યાર પ્યારકી કસમ—જફા.
હીરલાલ મોતી તુંમપે કરુંગી ફીદા,
કુરબાન હોકે જોવું મે ઝરો માલકી કસમ—જફા.

—0:0—

## ચાંદબીના ગયા પછી ફકકડે વીચાર કરવો.

બેત.

દીલ દીજે ઉસીકો જીસ્સે દીલકી દરકાર હો,
દીલ દીજે ઉસીકો જો આખર વફાદાર હો;
બેહયા ઔરતકો હરગીજ દીલ ન દીજીએ,
બેમુરવત માશુકસે આશનાઇ ન કીજીએ;
બેરેહમ બેશરમ બેકદર દેખી ઇએ ઔરત,
આપને આશકોકો માર નેન આઇ જરા ગયેરત.

( મામુરહું શોખીસે સરા રસ ભરી હું. ) એ રાહ.

દીલ બેવફા ઝનોસે લગાના ન ચાહીએ;
ગોહરકી સાથ સંગ લગાના ન ચાહીએ—ટેક.
બેઅકલ હયે બશર વો જો પરહેઝના કરે;
મકાર રંડીઓપે લોભાના ન ચાહીએ—દીલ.
જો બશમે ઇન કે જાએગા હરગીઝ ન બચેગા;
બે શાખતા એ જાન ફસાના ન ચાહીએ—દીલ.
દોકુ તમામ કરદીઆ કાહાબાને ઇસ ઘડી;
ફ્રૂડસે કીયા બનેસો જતાના ન ચાહીએ—દીલ.
આબ દેખના કે નેક હુએ અનજામ યા હયે બદ;
લેકીન હરીફ દીલકુ મીલાના ન ચાહીએ—દીલ.

## ચાંદણીનુ આવવું અને ફકકડે તેનો તીરસ્કાર કરવો.

બેત.

આયેસી ઔરતોસે હરગીઝ ન કીજીએ મોહોબત,
બેકદર બે શવાકી ન કીજીએ સોબત;
જેહાંકી ઔરતોસે હોંગે શબ માહીર,
નતો દાખલા ઇએ ચાંદકા હયે હીંઆ જાહીર;
આખર હુઇ બેવફા ખાકે ધન માલ,
ચાંદકી મોહોબતમે દેખો ઇએ હાલ,
મીજલસકે શાહેબો કરના ખુબ ખ્યાલ,
કે રંડીકી સોબતમે હયે બુરે હાલ.

# ફકકડનું ગુસ્સે થવું અને ચાંદબીએ તેનું દીલ ખુશ કરવું.

(તકરરકા હોતા હએ એ સાબી ગુલનદામ કહી.) એ રાહ.

આ ઈશ્વર પ્યારે મેરે, કીયું તું ખડા હયે મગમુમ;
તેરે ખાતીર જો કીયા, મએને સો હોગા માલુમ—ટેક.
તેરી ઉલ્ફતમેં નહી ચેઅન હએ દમબાર મુજકુ;
આ લપટજા તું ગલેસે, મએલું રૂખશારકું ચુમ—આઈશ્વર.
અએસો આરામ મએ, શબો રોઝ ગુઝારે જાની;
હરતરાંકી અએ હરીફ, અબતો મચાવેંગે ધુમ—આઈશ્વર.

# ફકકડે ગુસ્સે થઈ ચાંદબીનો જીવ લેવો.

(અરે લાલદેવ ઈસતરફ જલ્દ આ.) એ રાહ.

ફકકડ—અરે હટ હયાંસે ઓ નાપાક તું;
ન ચાટેંગી ઈશ આં અભી ખાકતું;
ન ફુસલા મુજે અબ ઓ બદ ખવાંઆન;
લે દેખ. અબતો જાતી હએ તેરીબી જાન;
હરીફ આએસી બદઝાતોસે રહેના દુર;
જો જએસા કરે અએસા પાવે જરૂર.



—0:0:0—

# ધ્રુવ આખ્યાનનાં ખેલમાં ગવાતાં ગાયણો.

—:o:—

## ઈશ્વર સ્તુતી.

( કર કર કર કર કરગ. ) એ રાહ.

પ્રભુ મેહેર કર હમ ઉપર,
રાખીએ હમે તો, તું પર સબર. પ્રભુ.
ચાતુરી તારીમાં ચુક નહી જરા,
ખરા કાર્યો કીધાં, રાખીને નજર. પ્રભુ.
ચંદ્ર સુર્ય તારા, પ્રકાશે ભરપુર,
દુરથી પ્રકાશે, ન્યાળીએ હજુર. પ્રભુ.
છોજી વીશ્વાધાર, ખુબીછે અપાર,
નમન કરીયે છે મંડળી આ વાર. પ્રભુ.
છીયે હમે બાળક, તમો પ્રતીપાળ,
આપો હમને હીમત તું દીન દયાળ. પ્રભુ.
હીમત હમને આપો, વિઘ્ન નીવારો,
સારો આપો બોધ હમે તાબેદાર. પ્રભુ.

—o—

## રાજાની દરબારમાં ગુણકા રાજાની કીરતી ગાયછે.

( છોડી બામનકી અંગીઆકું અતર લગાકે ચલી. ) એ રાહ.

વારી વારી જાઉં વારી વારી જાઉં.
સભા મંડપ જોઈ હું તો ખુશી થાઉં—ટેક.
રઇયતના રખેવાલછો શીરદાકણ રાજન,
ગુણ તમારા ગાયછે પુરોના માજન—વારી.

અદલ રાજછે આપણું, નહી તસ્કરની બીક,
બાળ ગોપાળની મેહેરછે, રમે તમ નજીક—વારી.
આયુષ્ય વધજો કુટુંબનું, જાચુછું હું એમ,
નીધેબાની રાખીને ઈશ્વર કરજો તેમ—વારી.

—o—

## ધુરૂવે પોતાના પીતાની દરબારમાં અપમાન મલવાથી કીધેલો વીલાપ.

( મુકાવે દુષ્ટ અન્યાયથી, અબલા થઈ એ નીરાશ. ) એ રાહ.

કેર વરતાવ્યો કારમો મુજપર આ શી આફત—ટેક..
જગતે ઈશ્વર છો જાણીતા, રંકના આ શું રે હાલ—કેર વરતાવ્યો.
પીતા પીડ જાણે નહીં, મને કરેછે ધીક્કાર—કેર વરતાવ્યો.
માતા વેણ સાંભલ્યું નહી, ત્યારે મુકયુંછે માન—કેર વરતાવ્યો.
અપમાન થયું માહેરૂં, ધરૂ કેમ હું ધીર—કેર વરતાવ્યો.
પ્રભુ હીમત આપો મેહરથી, દીન હું તારો દાસ—કેર વરતાવ્યો.

## ધુરૂવની શાવકી માતાએ ધુરૂવને આપેલો ફરેબ.

(વીનતી ધરજો ધ્યાન સજન સૌ વીનતી ધરજો ધ્યાન.) એ રાહ.

અભાગણીના સુત આવ—અલ્યા ધ્રુવ અભાગણીના સુત આવ—ટેક.
હીણ માતા કુખે જન્મ તેં લીધો, કીધો નહીરે વીચાર—અલ્યા.
ઉત્તમ સાથે બેશાડયો નહી, ગયું સભામાં માન—અલ્યા.
ગઈ આબરૂ પાછી લેવી હોયેતો, કહું તે માફક ચાલ—અલ્યા.
અઘોર વનમાં કષ્ટ કરો જઈ, મલશે શ્રી ભગવાન—અલ્યા.
માગજે તે પાસે મુજ જેવી માતા, ચુકતો નહી ધરી ધ્યાન—અલ્યા.

## લશકરની કુચ.

( ગલારી ગલારી એબાસીનીઆ. ) એ રાહ.

એડુત મેહેશુલ આપતા નથી, ( ૩ )
ચાલોની જઈએ ત્યાંહાં—ટેક.
સીપાઈઓના લીધા પ્રાણ, ( ૩ )
લઈએ તેઓના જાન—એડુત.
મુદઈને કરીયે પાંસરા, ( ૩ )
સાંસરા કરીશું પલવાર—એડુત.
રાજાજીની થાય જય જય, ( ૩ )
ભય આપણનો સઉ જાય—એડુત.

—:o:—

## ધ્રુવ વનમાં જવા માટે રજા માગેછે તીઆરે તેની માતા જવાને ના પાડેછે.

( કંગનવા મોરા કરસે સરક ગયોરે. ) એ રાહ.

માતાજી મને મેહેર કરી રજા આપોરે,
હું તપ કરવાને જાઉં કૃતાર્થમારે થાવું—ટેક.

નેત્રવંતી—આ તે શું લવેછે રે, ગજા ઉપરાંત કરેછે રે;
શી પીડા થઈછે તને, દરશાવ તે તું મને;
બોધ આપ્યો કયા જને તને એમ કરવાને રે—માતાજી.

ધ્રુવ—ગયો પીતા પાસે રે, થયો ત્યાં ઉદાસ રે,
ઉત્તમને ખોળે ધીધો, આવકાર મને નહી દીધો.
શાવકીએ શ્રાપ દીધો કીધો બોધ મને રે—માતાજી.

નેત્રવંતી—દુશમનછે એ મારી રે, બુરૂં ચાહેછે ભારી રે,
અદેખી રંડા બહું, કારસતાન કરે કહું,
ઇશ્વર તું લોજે સઉ બઉ સાહે થાવોરે—માતાજી.

ધ્રુવ—માજી એમના બોલોરે, સાવકીપર સું કામ ઢોળોરે,
જગતેશ્વર પુજવા મન ભાગ્ય હોય જેનું ધન,
લીધુંછે મેં તો પણ તન હું કષ્ટાવું રે—માતાજી.

## ધ્રુવ ઊજત કરી વનમાં જવા માંગેછે તેથી તેની માતા શમજાવેછે.

( વનચર વીરા વધામણી. ) એ રાહ.

નેત્રવંતી—લાડકવાયા બાળ તું, શું કરેછે વીચાર;
ઓધ આયો તને વેરીએ, જાય વન મોઝાર—ટેક.
કહો તો રાજ અપાવું હું, કહો તેમ કરૂં આજ,
તાજ મુકાવું તુજ શીશપર, ભલો પેહરાવું સાજ—લાડકવાયા.
વાઘ વરૂ રીંછ રીંછની-છળી મરશે તું બાળ,
ભુખ તરશ કેમ વેઠશો-કોણ કરસે સંભાલ—લાડકવાયા.
પોઢવા શેજ મલે નહી, કાંકરા કાંટા અપાર,
કેમ વાહાલાં તું પોઢસે, ગરમી થંડી વીચાર-લાડકવાયા.
માટે મુજ વેણ પાળીને-જવા વન હઠ છોડ,
એકનો એક તું મુજને-નથી બીજી રે જોડ-લાડકવાયા.

—0:0—

## ધ્રુવ વનમાં જવા માટે માને સમજાવેછે.

ઉપલી રાહે.

માતાજી માગ સાંભલો-વેણ ચઢાવું શીશ;
કોઇ દીન મેં દુભાવ્યા નથી, આ વેલાએ જઇશ—ટેક.
રાજપાટ નથી જોઇતું-પોશાક દીસે અંગાર;
જગતેશ્વર ભજી મેળવું-નક્કી કીધો વીચાર—માતાજી.
જંગલી પશુથી બીતો નથી-કેમકે તમોછો માત;
પાન કીધું તમ સ્તનથી-તેથી તે નહી ઉચાટ—માતાજી.
કુદરતી જમીન સોહામણી—ઊંચે આભ વીખ્યાત;
રક્ષણ કરશે તે માહેરૂં, તેપર રાખુંછું હું આશ-માતાજી.
ઇશ્વરને ભજું હું લ્હેરથી-કરી એકાંતવાશ;
શીખ આપો જત મુજને-નહી તો દેહનોછે નાશ-માતાજી.

## ધ્રુવ પોતાની માતાને દીલાસો આપેછે.

(બલાજી મેં તો ગઇથી ગંગાજી સાથ.) એ રાહ.

ઉઠો ઉઠો વાહાલી મારી માત,
હું વનમાં નહી જાઉં ખચીતાત—ટેક.
આમ દુભાવું નહી કોઇએ તમને,
શા માટે કરોછો કલપાંત—હું વનમાં.

——o:o——

## ધ્રુવ વનમાં જવાથી તેની માતા સંભાલને માટે ઈશવરને અરજ કરેછે.

(ઓધવજી સંદેશો કેહેજો શામને.) એ રાહ.

હઠીલો થઇ ગયો રે—હવે હું શું કરૂં,
પ્રભુજી તમે લેજો એની બરદાશ જો,
માન્યું નહી કહ્યું રે—મારા બાલકે,
મારે તો છે તમારો આધારજો—હઠીલો.
કોઈ દીવસ મેં તો કાઢયો નથી બારણે,
સુખમાં ઉછર્યો સ્વપને નહી દીઠું દુઃખજો.
ભુખ તરસ એ કેવી રીતે વેઠશે,
પણ મનેછે તમારો વીશ્વાસજો—હઠીલો.
દીન દયાળુ છો—દુનીઆના તમો દીન બંધુ,
મીરા સારૂં પીધા તમે વીખજો.
તે માફક મુજ બાલકને સંભાળજો,
ઈશ્વર મારી સુણજો અરજ આજજો—હઠીલો.

## ધ્રુવ વનમાં વીચાર કરેછે.

( પીતા પ્રિયરે નાટ્ય કળા મારે શીખવી. ) એ રાહ.

કાયા જુઠીરે મારે ભજવા ભગવાન—ટેક.
મેં તો વિચાર નક્કી કીધો,
સાવકીનો બોધ મેં લીધો;
તપ કરવું એ મારગ સીધો—કાયા જુઠીરે.
આતો અજાએબ દેખાવો,
ન્યાહાળીને થાય મુંજાવો;
પ્રભુજી તમે સાહે થાવો—કાયા જુઠીરે.

—o:o—

## લશકર જીત મેલવી આવેછે.

( સોદાગર હમે ફીગરકા કર કોઈ ખુદાકે ઘરકા. ) એ રાહ.

થયો જય જય જય જય આજે ( બાહાદુરો. )
દુશમનોના કાળજાં દાઝેરે—થયો,
ગલચી જાલી ભાલે—લટકાવ્યા, ( બાહાદુરો. )
વેરી થર થર થર થર ધ્રાજેરે—થયો.
જખમી થએલા ચીચીઆરી પાડે, ( બાહાદુરો. )
ખુશાલીનું વાજું ધમ ધમ વાજે રે—થયો.
આપણી ફતેહનું ઈનામ મળશે, ( બાહાદુરો. )
રાજા લ્હેરી આપણે નવાજે રે—થયો.

—o—

## નારદ મુની ધ્રુવને વનમા આવવાનું કારણ પુછેછે.

( ચાલની ચાલની ચાલનીરે. ) એ રાહ.

બાળક છેરે તું કોનોરે—મને કેહેની બાળક છે તું કોનો—ટેક.
આવું તારૂં તપ જોયું નથી જાતું,

બાળ દેખી નહી ખમાતું રે—મને.
આ વનમાં કોઈ આવી ન શકે,
ડુંગર ભાળી ને ભડકે રે—મને.
બાળક તુંને કોણે દુભાવ્યો,
કીયા ઠેકાણેથી આવ્યો રે—મને.
માત પીતાએ કેમ મુકયો સુનો,
આતે ઉપદેશ છે કોનોરે—મને.
રાત અંધારી ને અઘોર વનછે,
જપતો એકે મનનોરે—મને.

—o.—

## ધ્રુવ નારદમુનીને પુછેછે કે તમે કોણછો ?

ઈંદર સભાની રાહે.

અરે કોણ દેવતા તમારૂં શું નામ,
કોણ તાત ને કીયો વીશ્રામ ?—અરે.

## નારદમુની પોતાનું નામ પ્રગટ કરેછે.

ચોપાઈ ( જોગીઓ. )

અરે બાળક સાંભલ તુંરે,
બ્રહ્મ સુત ને નારદજી હું રે—અરે.
જે વાત સાચી હોએ તે કહે,
કપટ રાખીશ નહી નારે રૂદય—અરે

## ધ્રુવ પોતાનો હેવાલ જાહેર કરેછે.

( દર ચાલે હાલે દીલમાં નોંધીલા. ) એ રાહ.

ભલા નારદજી તમો સુણો, મહીમા મારેછે તમ તણો;

ઉત્તાનપાદ સુત ધ્રુવ મુજ નામ, ભીમાવંતી નગ્રી સ્વસ્થાન;
નેત્રવંતી માગ્રી માતા સતી, અપરમ માતા તે પ્રભાવંતી—ભલા નારદજી.

તે પ્રભાવંતીનો તન ઉત્તમ, તે ઉપર ધાર્યું રાયનું મન;
હમો બને મલ્યાં એક વાર, ચાલી ગયાં સભા મોઝાર;
ઉત્તમ રાય ઉછંગે ગયો, મુજ સાથે અંતર રે કર્યો—ભલા નારદજી.

તે કારણ દુઃખ મનમાં થયો, ઘરી વૈરાગ મનમાં આવ્યો;
હવે તપ કરી ઇંદ્રી વશ કરૂં, ભવસાગર હું સેહજે તરૂં,
હેવો મનશું કીધો નેહ, મળે બ્રહ્મા યા પાડું મારી દેહ—ભલા નારદજી.

---

## શ્રીંગી રૂષી ધ્રુવને પુછેછે.

ચોપાઇ (જોગીઓ.)

અરે બાળક કેમ અહીં આવ્યો,
કીયા વૈરીએ–તને સપડાવ્યો—ટેક.
મુખપરથી ઉડયું નથી દુધ;
તારી કોણે ભમાવી શુધ—અરે.
કોણ માત ને કોણ છે તાત;
સાચે સાચી વદી દે તું વાત—અરે.

---

## શ્રીંગીરૂષી આગલ ધ્રુવ પોતાનો હેવાલ કેહેછે.

(એતો મઝનુઈ હોએગા દીવાના.) એ રાહ.

સમજો જોગેશ્વર સાધુભાઇ, ધ્રુવ નામ મારૂં સતસાઇ—ટેક.
છેતરી લાવ્યું મને નથી કોઇ, શું વિચાર કરો મુખ જોઇ–સમજો.

ઉત્તાનપાદ પીતાનું છે નામ, બરમાપુરીમાં છે રે રેહઠાણ—સમજો.
નેત્રવંતી મારી માતા સતી, તેના પુત્રની આવી છે ગતી—સમજો.
ઇશ્વર ભજવાનું થયુંછે મન, વાહલું કોવું નથી તન ધન—સમજો.

## શ્રીંગી રૂષી ધુરૂવને મંત્ર આપેછે.

( કામણ દીસેછે અલબેલા તારી આંખમાંરે. ) એ રાહ.

શાબાશ શાબાશ ધુરૂવજી છે તારી જાતને રે;
ધનછે માતને રે—શાબાશ.
હીમ્મત રાખજો ઉરમાં ભારી, જશો નહી કોઇથી હારી;
અદેખા ભમાવશે—કરી—વાતને રે—શાબાશ.
ઇંદ્ર અપછરાઓ મોકલે, ભુત ભૈરવ બીવાડે ટોળે,
બીતા નહી ન્યાળો તેના બડબડાટને રે—શાબાશ.
શ્રીંગી રૂષી નામ છે મારૂં, ઇશ્વર કરશે તારૂં ધાર્યું;
આપું મંત્ર લે તારી ઉધાતને રે—શાબાશ.

## અપછરા ધુરૂવની માતાને દીલાશો આપેછે.

કારવો.

દીલ દુખી શીદ કરોછો માહા રાણીરે—બેવાર.
માહા રાણીરે માહા રાણીરે—દીલ.
તપ કરવાને—ગયાછે ધુરૂવ,
હવે આવશે ધરો ધીર માહા રાણીરે—દીલ.
કોમલ કાયા—શું કામ જલાવો,
બલાપો શીદ કરો છો માહા રાણીરે—દીલ.
ધીરજ ના ફળ—મીઠાં ઘણાંછે,
ઈશ્વર કરસે સારૂં માહા રાણીરે—દીલ.

## વિદુષક ધ્રુરૂવની જન્મ પત્રીકા જુવેછે.

બેત.

ધન મકરને કુંભ, આ રાણી પાડતી આવી બુમ;
ધન મકરને દશ્મો, બાજરીતો જુની પણ વાવેટોતો નવો.
કન્યા, તોળાને મકર રાશી, રાણીજીને થંડા પાડવાની તાલ થઇછે ખાશી;
ચંદ્ર મંગળને મળ્યા બુધ, હવે રાજાને કાંઈ આવશે શુધ.
પેહેલા ઉદયા સની રાય, રાણીજી કરે હાય હાય હાય.

## ખરી જન્મ પત્રીકા.

બેત.

રાજા ચીંતા પર હરો, કરો કૃષ્ણની સેવ;
પુત્ર તમારો ભગતછે, મનુષ્ય દેહ પણ દેવ.
સુખનો સ્વામી ઉચનો, ઇંદ્રિ બલીઓ જો હોય;
અખંડીત સુખ તે ભોગવે, રોકી શકે નહી કોય.
તોળા લગનમાં બ્રહસપતી, સની યુક્ત જો હોય;
ભાગ્યસ્વામી દ્રષ્ટી વડે, કૃપા કૃષ્ણ ની હોય.
કૃપા કૃષ્ણની હોય, અવીચલ પદવી પામે;
સ્થીર રહેનીજ નામ, સંકટ પરના કાપે.
સુરાધિપની કન્યા, પવનકુમારી જે,
તેની સાથે એનું લગન થશે, નકી માનજો તે.

—0:0:0—

## રાજા પોતાના દરબારીઓને ધ્રુરૂવની શોધ કરવા જવાને ફરમાવેછે.

રાગ ઈંદર સભાનો.

શુરા દરબારીઓ મારા નેકનામ;
હવેછે તમોને બાહાદુરીના કામ.
લાએક નહી કે લેવો, તમે અન પાણીનું નામ;
જ્યાં સુધી નહી બજાવો, માહેરૂં એક કામ;
મતલબછે માહરી, માતરજ એક;
રંજછે તમો સર્વેને રે સેહેજ.
જંગલ અને પાહાડો ઉપર કરી કોઈ રખડ;
લાવી આપો મને મારા, ધ્રુવની ખબર.
કરી રાખીશ તમોને હું સદા સીરતાજ;
એંચો એટલી રંજ, તમારા રાજાને કાજ.

———0:():0———

## ઈંદર રાજા ઈંદરાસન માટે વીલાપ કરેછે.

( બદલ ગયો નેણારે. ) એ રાહ

કોણ તપ કરવાને આવ્યું રે, મારૂં ઇંદ્રાસન ડોલાવ્યું-ટેક.
હેવો શુરવીર પેદા થયો શું, લેવાને મારૂં ઇંદ્રાસન;
અપછરાવો તમે કેમ સુસ્ત થઈ છો, મુકાવોની એનુ પણ- કોણ.
દૈત્યો તમે જઈ ડરાવો તેને, ઝબકીને છળી જાય;
જેમ તેમ કરી તપથી ચુકાવો, ઝટપટ કરો મને સાહાય-કોણ.
કંટાળો આપો તમે અતીશે, વીપત પાડજો બહુ;
બાહાદુર થઇને ટેકજ રાખો, જીત મેલવો સૌ—કોણ.

———0:0———

## અપછરાવો ઈંદરને ધીરજ આપેછે.

( કર તનપર શીનંગાર હાથમ શાનેકી કારી. ) એ રાહ.

ઇંદ્રિ રાજા એમ શું બોલો, તપસ્વીમાં શું દમ,
હજારો એવા તપધારીના, મુકાવીશું અમે પણ.

—o:o—

## ઈંદર પોતાના દેતીયોને જવાને રજા આપેછે.

ઉપલી રાહે.

દેત્યો તમે ઝટપટ જાઓ, કરી આવો શુભ કામ,
દીલ મારૂં અવીશ દાઝે, કાર્ય કરો મુદામ.

—o:o:o—

## અપછરાવો ધ્રુરૂવને છળેછે.

( મુકાવ દુષ્ટ અન્યાયથી અબલા થઇ રે નીરાશ. ) એ રાહ.

અહીંયાં અલ્યા કેમ આવ્યો તારૂં ભાયેગ હીણ,
વીર પુરૂષ વીતી ગયા, મગર મછમાં મીન.—ટેક.
ઢોંગે પ્રભુ મલે, તો જોની વડલાં વન ગોજાર—અહીંયાં.
કર્મ રેખા હોય તાહેરી, નસીબે નથી હાર—અહીંયાં.
ભમાવ્યો કોને આવવા, દુસ્મન હશે કોઇ—અહીંયાં.
માનવું હોય તો માનજે, જા વિચારી જોઇ—અહીંયાં.

—o◇o—

## અપછરાઓ ધ્રુરૂવની માતાનું રૂપ લઇને છળવા આવેછે.

લલીત છંદ.

અરે રે મારા સુત, આ શું તારા હાલ,
ભયંકર દીશેછે આ વન વિકરાળ;
તુજ દુઃખે મેં તો નગ્ર પરહર્યું,

વન વિશે તેં તો તપ શું આદર્યું—ટેક.
તુજ પિતા એતો મુને પરહરી,
તુજ વેગગથી હું વન સંચરી;
મુજ સામું જુવો માહેરા રે તન,
કેમ કઠણ કરેછ તાહેરૂં રે મન—અરે.
કેમ તેં તજી છેક હાજરે,
ભર સમુદ્રમા, ડુબ્યું ઝાંઝ રે;
ખરરર આંસુ તે આંખથી ખરે,
અરરર ચીતમાં શી ચિંતા બળે—અરે.
થરરર થાયછે કંપે કાયછે,
સરરર સુસરાં બાંણ વાયે છે;
મુજ સામુ જોઈ બોલરે, તું બાળ,
નહી તો હું તજીશ માહેરા રે પ્રાણ—અરે.

—0:0—

## અપછરાઓ ધુરૂવ નહી છલવાથી બીજું ગાયન ગાયછે.

સીતાજીના મહીનાની રાહ.

આશું થયા તરા હાલ, ન્યાલી દીલ દુખાયછે,
પુત્ર તન છોડીને ઘરબાર, ખરાબ કેમ થાયછે;
મુજ સામું જુવોની બાળ, પીતા પુછે પ્રેમથી,
હવે છોડી દે સંતાપ, ચાલો ઘેર હોંશથી;
તું જ બંધુ ઉત્તમ ટવલેછે, ધ્રુવજી મારો કયાં ગયો,
ઢુંડી વલ્યો આપણું ભોંવન, હવેરો તે બહુ થયો;
અરે અજાણ માહેરા બાળ, ઝવાળ સમતી નથી,
નાની વયમાં તારે વનવાસ, નીરાશ થઇ સર્વથી;
માટે સમજ લાડકા બાળ, રીસ આવડી નહી રાખીએ,
પીતા ઉપર આશું રોશ, પીતા ભેણ પાળીએ.

## અપછરાઓ તથા દઈતીઓ નહી આવવાથી ઈંદર રાજા ગભરાયછે.

(અલિફ્સે તું યાદ કર.) એ રાહ.

જીવ મારો ગભરાયછે, કરવું મારે કેમ.
દૈત્યો હજુ આવ્યા નહીં, થઈ ગયું સું એમ—ટેક.
અપછરાવો આવી નહીં, લાગી કેમ વાર.
ઈંદ્રાશન ડોલેછે, બહુ થયો હાહાકાર—જીવ.
નીયમ ચુક્યો છઊ નહી, કરૂછું નીત્ય કામ,
જગરાય કોપ્યા કે, જાયછે મારૂં નામ—જીવ.

—:o:—

## બરહમાના મંદીરમાં ભગતો આયછે.

હોરી.

તું છોરે જગતનું નુરે-પ્રભુ એક તું છે જગતનું નુરે—ટેક.
એક અનેક બની બહુ રૂપે-જગતમાં ફીરે જરૂરે;
સ્થાવર જંગમ ચેતન રૂપે, સચરા ચર ભરપુરે—પ્રભુ.
જપ તપ ધ્યાન રૂદયમાં ધરતાં પાપ થાયે સઊ દુરે;
વિવીધ પ્રકારની રચના તેં કીધી, બ્રહ્માંડમાં ભરપુરે—પ્રભુ.
ઈંદ્રાદીક બ્રહ્માદીક સુરપતિ, ધ્યાન ધરે નિત્ય ઉરે;
અધમ ઓધારણ પતીત પાવન, ટાળો કરમ કરૂરે—પ્રભુ.

—o—

## ઈંદર રાજા બરહમાની સ્તુતી કરેછે.

(ખલકનારે ખોદા ખાવંદ.) એ રાહ.

વિશ્વ કરતા, જગત દાતા-અખીલ બ્રહ્માંડમાં વિખ્યાતા-ટેક.
બ્રહ્માજી હું લાગુંછું પાય, તમારી છે મુજ ઉપર સાહ-વિશ્વ.
દરશણ કરવા, આવ્યોછું આજ, કરતા આવ્યા છો ગરી-
બના કાજ—વિશ્વ.

## શ્રી ભગંવત ધુરૂવને માટે વીચાર કરેછે.

( પીતા પ્રિયરે નાટય કળા મારે શીખવી. ) એ રાહ.

દુખ હરવુરે, ભગતછે એ ગુણવાન—ટેક.
બાળ ભગતની દ્રડતા જોઇ;
મારૂ મન રહયુંછે મોહી,
એની તોલે ન આવે કોઇ—દુ:ખ.
હુંતો પ્રસન્ન થયોછું આજે,
માહારે કરવું ભગતનું કાજે;
એને આપું અવીચલ રાજે—દુ:ખ.
ઝટપટ માહારે જાવું,
કોઇ ઠેકાણે નહી રોકાવું;
ભગતનું કારજ કરી આવું—દુ:ખ.

——o:o:o——

## બરહમા તથા ઈંદર રાજા શ્રી ભગવતની સ્તુતી કરેછે.

નારાચ છંદ.

કૃપા સીંધું વંદુ તમને-જોડીએ બન્ને હાથથી;
દુ:ખો હરો સુખો કરો- આબાદ તમ પ્રતાપથી;
ત્રીભોવનનાં છો ઇષ્ટ તમે, વંદેછે રૂષી દેવતા;
દેવ મુની ધ્યાન ધરે, ભગ્તિથી બહું સેવતા;
છો અવિનાસી બહુ વીલાસી-કાર્ય કરો કરો કારમાં;
નીરઉપયોગી મળે નહી-છે સજનનાં સારમાં;
અમ પર હમેશ રેહેમ કરજો, ઓદીનદયાલુ નાગરા;
ભગ્ત વછલ ભુદરા- છો રત્નાગર સાગરા.

——o:o——

## શ્રી ભગવત ધ્રુવના તપ માટે વખાણ કરેછે.

( અફસોસ તું યાદ કર. ) એ રાહ.

ભગ્તે રાખ્યો નેમ હવે-કરવું મારે કેમ,
પ્રસન્ન થઈ જાવું હું તો -રાખુ એને ક્ષેમ—ભગ્તે.
ભગ્ત મારૂં મન જાણું-જાણું મારૂં તન,
ભગ્તનું મુખ જોવું ત્યારે- થાવું હું પ્રસન્ન—ભગ્તે.
એમ કરીને ઇંદ્રિ થાકયો-ચુકયો નહી નેમ,
ભગ્તે દ્રડતા રાખી ઘણી ઉપજે મને પ્રેમ—ભગ્તે.
અપછરાઓએ છલ કર્યા, પણ છલાયો નહી બાળ,
રાક્ષસોનો ભય નહી ગણ્યો, કરૂં એને હું ન્યાલ-ભગ્તે.

—:o:—

## ઈંદર રાજા સરવે દેવતાઓને કંકોતરી લખેછે.

( પ્રીતા પ્રિયરે નાટય કળા મારે શીખવી. ) એ રાહ.

કૃપા કરજોરે દેવમુની માહારાજ—ટેક.
મુજ પુત્રીના લગ્નછે આજે,
વનમાં કરવુછે કાજે;
મારા શીરનાછો તમ તાજે—કૃપા.
ગણુંપતીને કરૂં પ્રણામ,
તેથી સીદ્ધ થાએ સઉ કામ;
આવી પુરજો મનની હામ—કૃપા.
અગની વરૂણ ને વાયુ કુબેર,
શીવજી તમે કરજો મેહર;
તમો આવ્યાથી થશે લીલા લેહર—કૃપા.
સુર્ય ચંદ્ર ને યમરાજ,
બ્રહ્મ દેવ વિના જાય લાજ;
નારદ વિના ન શોભે કાજ—કૃપા.

બ્રહસ્પતી તમે વેલા આવો,
સાથે શ્રીંગી રૂષીને તેડી લાવો;
સદા મુજ મનમાં તમો ભાવો—કૃપા.
વાંચી કંકોતરી વેહલા પધારો,
આવી વિઘ્ન સર્વે નીવારો;
દયા લાવીને સાહે થાવો—કૃપા.

—o:o—

## સર્વે દેવતાઓ ભગવતની પ્રાર્થના કરેછે.

આરતી.

જય દેવ જય દેવ, જય વીશ્વા ધારા,
  પ્રભુ જય વીશ્વા ધારા;
તુજને વંદન કરીયે, તુજને વંદન કરીયે,
  દુઃખ માત્ર હરીયે—જય દેવ જય દેવ.
અનેક દૈત્યો માર્યા સુભ કારજ સાર્યાં,
  પ્રભુ શુભ કારજ સાર્યાં;
અકલીત મયા તમારી—અકલીત માયા તમારી.
  જોઈ જાઉં બલીહારી—જય દેવ જય દેવ.
ભગત વછલછો પ્રભુ તમે આનંદ ઘન મુરતી,
  પ્રભુ આનંદ ઘન મુરતી,
ત્રીગુણી માયા રચતા, ત્રીગુણી માયા રચતા.
  હરતાં ને ફરતાં—જય દેવ જય દેવ.
અનાથ નાથ પ્રભુ તમે કરૂણા વીસતારી,
  પ્રભુ કરૂણા વીસતારી.
પાંચે પાંડવ ઉગાર્યાં પાંચે પાંડવ ઉગાર્યાં,
  લાખા ગ્રહ બાલી—જય દેવ જય દેવ.

—o:o:o—

## ધ્રુવની કીરતી

( દર આલે હાલે દીલમાં નોધીલો. ) એ રાહ.

સત્યની થઈ છે સરસાઈ, નક્કી માનજો સઉ;
ધ્રુવજીએ હીમ્મત રાખી, ધીર ધરી પીડા સાંખી;
તપમાં રાખ્યું નહી બાકી, સત્યનો બેલી રામજી—ટેક.
સાવકીનું વચન પાલીને, વનમાં ગયો એ બાહાદુર;
પાંચ વરસ પોતાની વય, રાખી નથી કોઈની ભય,
રાખી નથી કોઈની ભય, સત્યનો બેલી રામજી—સત્ય.
આ કૃષ્ણે દરશણ દીધાંછે, ઈંદ્રની કન્યા પામીયો,
કીરતી થઈ જગની માંહી, અમર નામ થયું હાંઈ
અમર નામ થયું હાંઈ, સત્યનો બેલી રામજી—સત્ય.
આ જુગતે જોડું સોભેછે, આશીરવાદ હમો દઈએ,
અવચીલ રહેજો તારૂં નામ, કરશે જે કોઈ હેવાં કામ,
કરશે જે કોઈ હેવાં કામ, સત્યનો બેલી રામજી—સત્ય.

—0:0—

# ભગલા હજામના ગાયનો.

—0—

## ભગલા હજામે પોતાની કીધેલી તારીફ.

( ચીરી હમ કાલા કાલા. ) એ રાહ.

મારૂં નોમ ભગલો હજામ,
હજામ છું રે હું એમદાબોદનો,
લાલ માહારાજનો ભગલો હજામ—ટેક.
ભગલા ભાઈતો એમદાબોદથી, નીશરીયા બપકા ભેર,
માહરીરે શી કંમબખ્તી લાગી, કે આવેઓ હું આએ શેહેર-મારૂં.
કોખમ તોબરી ભોડેસે પોગરી, અંગરખો તતરબંધ,
રેશમી કોરનું ધોતીયું, ને વલી નોમસે ભગલા સંદ—મારૂં.

આંગળે અંગુઠી હીરાની સે, જુવાની કીવી લાગેસે રોપ,
રોઝાએ ફાંશીનો હુકમ કીધો, તે મેશું કીધા સે પોપ—મારૂં.
માહારી અલી સે સેરોવંતી, ઝોને પુનમનો સોંદ,
રોઝાએ ફાંસીનો હુકમ કીધો, તે તો થશે હવે રોંડ—મારૂં.
રોઝા ચઢાવે અફીમ, ને વઝીર ચડાવે ભોંગ,
પ્રનશોફની ગોદીપર બેશતો, ઝાને વાંદરાના શીંગ—મારૂં.

—— o. ——

## ભગલા હજામની ચતુરાઈ.

(કંગનવા મોગ કરસે મરક ગયારે.) એ રાહ.

ઈશ્વરે આલ્યું સે મોયા મુઢવાનું કોમરે.
ધંધો સેરે મઝાનો; તમે શત કરીને ઝાનો—ઇશ્વરે.
હઝામનો સે માલો મૈં, જો મરજી હોએ તો સાવારે,
શીખાયેશ મારે હાથે,
શઉથી ઉત્તમ ધંધોછે;
વળી તે શાથે ખંદો છે.
તોલ આવેતો માથાપર ટપલા મારૂં ઓમરે—ઈશ્વરે.
એક હજોમતનાં ડોડીઆં સે ચોર, માનશ જોઈને કરૂંરે વીચાર;
તોલ પડેલો ઘતરૂં બઓના,
જો શપકો પડી ગયો;
એતો ફોરો ફુટી ગયો;
એવી એવી તોલ કરી હું માગી ખાઉંરે—ઈશ્વરે.

—— o:o:o ——

## ભગલાએ કીધેલો વીલાપ.

(દેખો દેખો ઓચમબા.) એ રાહ.

હાએ હાએ રોમ રોમ આ સું થયુંરે,
જુવો જુવો નશીબ ઉંધું વળી ગયુંરે—ટેક.

મુવો નહીને ભુત થાઓ ઇતો તેનું તેજ,
એ થાશે શઝા ભારી, રોસે રે અલી મારી,
હાએ હાએ રોગ રોમ આ સું થીયુ રે—જુવો.
પ્રીત બહુ રાખેછેરે મારા ઉપર અલી,
તે મરશે જુરી જુરી, પેટમાં થઈ કુર કુરી;
હાએ હાએ એતો જયાંનું ત્યાં રહયુ રે—જુવો.

——0:0——

## ભગલાની સ્ત્રીએ પોતાના ધણીની કીધેલી તારીફ.

સ્વામી મારાછો શોભામણા,
શમજો શમજોની હાં-શમજો શમજોની હાં—સ્વામી.
હજામત કરવાને આવ્યાછે રે નગરશેઠને ઘેર,
નગરશેઠને ઘેર-તેના તે પઇસા મળશે.
તેની ખીચડી લેશું શેર-તેની ખીચડી લેશુ શેર—સ્વામી.
આંગલે અંગુઠી હીરાનીછે રે અંગરખું તતડબંધ,
અંગરખું તતડબંધ—રેશમી કોરનું ધોતીઉ,
જાણે શેઠ માહાજન—જાણે શેઠ માહાજન—સ્વામી.

——0:0——

## ભગલાએ પોતાની સ્ત્રીની કીધેલી તારીફ.

( મદમ સાબ નાચતે ચલો. ) એ રાહ.

ઓ મારી વાહરે અલી—ઝમના કેરૂં ધનસે તોરૂં નામ,
ગીત ગાયું સે મઝાનું—દીલમા હરખ થાએ,
પોંચ શેર દુધમાં જોને-ઓંડ ખાધી કેહેવાએ—ઓ મારી.
ધનધા ખાતર આવવું પડેસે—દીલ ન જુદાં થાએ,
શોંદ જેવો મુખડો જોઈ—યાકુલ વ્યાકુલ થાએ—ઓ મારી.
પોંસ પટાનો ગાગરો—ને ફરતી મુકીશે કોર,
નગરશેઠના ઘરમા, ઓપને હેંડાએ જોડા જોડ—ઓ મારી.

# કામસેન અને રસીકા નાટકમાં ગવાતાં ગાયનો.

## ઇશ્વર સ્તુતિ. ( સર્વે મળીને. )

( દર ચાલે હાલે દીલમાં નોંધીલા. ) એ રાહ.

છે જન પાલક ટાળક દુ:ખનો, કુલ પૃથ્વિમાં તું એકલો;
જ્યાં જોઇએ ત્યાં તારૂં નામ, નહી કોઇ તુજ વણ ખાલી ઠામ;
સર્વેને આપે આરામ, ગુપ્ત રહી તું એકલો.—છે જન પાલક. ૧
વીસરી તુજને જે પાપ કરે, નહિ બીક ધરે તુજ સાર;
જન જેવું કૃત કરશે જેહ, અંતે ફળ મેળવશે તેહ;
એવો તારો નીયમ છે, તુજ વર્ણન કરીએ કેટલો—છે જન પાલક. ૨
ઓ દયાળુ તું છે માયાળુ, ભક્તાધીન કૃપાળુ;
અંતરજામી અવીચળ નામી, તુજ રચનામાં નહી કંઇ ખામી;
દીસે છે સહુને બહુ નામી, તોપણ તું છે એકલો—છે જન પાલક. ૩

## કામસેન રસિકા વિષે પોતાની પ્રીતી વર્ણવતો આવે છે.

ગજલ.

દાહ ઉઠી છે દુ:ખની દીલમાં, શી રીતે ઠંડી થશે;
આશ લાગી છે જેમાં મુજ, શી રીતે પુરી થશે—ટેક.
નજરે દીઠી મેં જે નારી, પરણે ના જો સાથ મારી;
તો તો જીંદગી આ અકારી, કયમ કરી પુરી થશે—દાહ.
મેં તરવાર કેશરીને મારી, તેવી લાગી એ કટારી;
કમળાક્ષીનાં નયણકારી, નો ઘા શી રીતે રૂઝશે—દાહ.

——:0:——

## રસીકાની સખીઓ બાગમાં પ્રવેશ કરતાં ગાય છે.

પદ.

રાજબાગમાં જઈએ ચાલોરે, બેની રાજબાગમાં જઈએ;
સુંદર મનહર પુષ્પ ખીલ્યાંછે, સુગંધી તેની લઈએ—ચાલોરે.

## રસીકા કામસેનનું ચિત્ર જોતાં ગાય છે.

ગજલ.

રસીલી તારી સુરત દેખી, ઘાયલ મનડું થયું છે મારૂં;
રાખ થઈ ગયું બળી બળી તન, ધ્યાન ધરંતાં સદાય તારૂં—ટેક.
મળ્યા બાગમાં તમેજ જે દી, કામ પાશથી કીધીજ કેદી.
ગયો ખુશીમાં એક તે ઘી, પછીથી મનડું બળે છે મારૂં—રસીલી.
જાઈ જુઈ ચંપોને ચંબેલી, આમ્ર વૃક્ષપર ચડી છે વેલી;
જોઈ જોઇ હું બનતી ઘેલી, હવે તે લાગે મને અકારૂં—રસીલી.
તેથી દયા ધરી તું મારી, બચાવ જો હઉ તુજને પ્યારી;
કામ પાશથી લે તું ઉગારી, પ્રફુલીત કરને તું મન મારૂં—રસીલી.

## કામસેન ન આવ્યો તેથી અધીરી થઇને રસીકા.

દુહા.

મારી કટારી કયાં ગયો, રે મમ જીવન હાર;
દુર્લભ દર્શણ કયમ નથી, દેતો તું દીલદાર.
જયમ જયમ દર્શણ તાહેરૂં, મમ અંતરમાં થાય;
ત્યમ ત્યમ જવાળા કામની, ઉઠે મુજ મનમાંય.

## સખીઓ રસીકાને સાવધ કરતાં.

( મોહલે પધારો મહારાજ. ) એ રાગ.

મારી વાહાલી તું થાને શાન્ત, શાણી તું શીદ અકળાએ;
વેગે મળશે હવે તારો કાન્ત, શાણી તું શીદ અકળાએ—ટેક.

સાખી—ના કર ચીંતા અતી મને, પ્રીય સહી ચતુર સુજાણ,
ચીંતાથી દુખ અતી વધે, કરે દેહવીશે બહુ હાણ.—શાણી.
સાખી—તૈયારી સઘલી કરી, સ્વયંવરને કાજ;
શોધી લેજે તે સમે, મન ગમતો રે મહારાજ.—શાણી.

## કામસેન બાગમાં પ્રવેશ કરતાં રસીકાને જોઇને.

### રાગ બેહાગ.

મૃગલોચની ગજગામીની ઓ કામીની સુંદર,
જોતાં તને મુજ મન રીઝે આ બાગની અંદર,
ચંદ્રવદની કામ કદળી, અધર પરવાલા માન,
રસીક રસીકા માહેરી કયારે કરાવીશ પાન.

### ગજલ.

રસીકા—આસ તારી પ્રીતમ મુજને મળવા લાગી રહી—આશ.
દોડો જલદી કોઇ જાઓ કામને લાવો અહીં—આશ.
પ્રેમને વશ થઇ હું ત્યારે, જયારે છબી નીરખી તહીં—આશ.
ચંદ્રવીના જેમ ચકોર દુખી, તેમ તુજવીણ હુ થઇ—આશ.
માટે પ્યારા આવી જલદી, દરશણ દે દયાળુ થઇ—આશ.

## કામસેન રસીકાસાથે ઈશ્વર પ્રાર્થના કરેછે.

### પદ.

કરૂણા નીધાન ઈશ કાર્ય શીઘ્ર કારી.
અખીલ ભવ તણા છો આપ ખરે તાપ હારી—કરૂણા.
શી રીત ગુણ વરણું તારામતી અલ્પ મારી
સહસ્ત્ર જીભ્યે વરણે શેશ તે પણ જાય હારી—કરૂણા.

( આહા પુરી ખીલી ચંદા. ) એ રાહ.

દયાળુ દેવ કૃપાળુ તું નમુ છું હસ્ત જોડી હું—ટેક.
લીલા તારી તણો તો સાર, શેષ ગણાતાં ન પામે પાર—દયાળુ.
સઉપર છો કૃપાળુ તું નમું છું હસ્ત જોડી હું—દયાળુ.

**કુરસેનના લશકરમાં લંગડો સીપાઈ ગાયછે.**

(આઇ એમ વેરીગુડ બંગાલી બાબુ.) એ રાહ.

લટકે મટકે જાવું લડવા, લડવાની છે મન બહુ હામ;
મારી કાપી શત્રૂ કેરી, સેના ઠાર કરૂં હું તમામ. ૧
હાથ તુટે ઠીક ડોઠ મગાશે, પંગ પંગુથી પળાશે આમ;
ખનન ખનન ખડગ ચલાવી, બોલાવી દઉં સહુના રામ. ૨
કચ, કચ, કચ, કચ, ઘોડો હાંકી, ખડ ખડ હું દોડાવું આમ;
બડ, બડ, બડ, બડ, ગોલી બંદુકથી, ફોડી કાડું શત્રૂમાં નામ. ૩
લડાઇમાં શુર સૌથી બહાદુર, બહાદુરી જાણે સઘળું ગામ;
બીજી માંખ મારી મેં એક તીસમારખાં મારૂં નામ.—લટકે.

**કામસેન તથા રસીકા તોફાન થતી વખતે મેહેલમાં આવેછે.**

ત્રોટકછંદ.

વરશે ગરજે ચડીને ઉતરે, ઘન તે અતીશે અંધકાર કરે;
જેમ ન્યુતન સંપતીવાન કરે, તેમ રૂપ અનોપમ મેઘ ધરે.

**માધવસેન ગાતો ગાતો જંગલમાં આવેછે.**

ગજલ.

(પીવાકે ચીત્રબીન.) એ રાહ.

દુખ હરતા થઇ દુખ કેમ આપે, દયા શું મુજ પર નાવે રે-ટેક.
બંધુ તણી શોધ કરી કરી થાકયો, કયાંય ન નજરે આવે રે;
તેથી દયા કરી તું પ્રભુ મેળવ કેમ દુખીને ઝુરાવે રે—દુખ હરતા.

**કામસેન હારી જવાથી ગાતો ગાતો આવેછે.**

ગજલ.

ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં,
પ્રીતીની બાળ તોડીને જીવ કર્યો મેં પ્રીય સહી—ટેક.
ધીક હવે છે જીવવું, ધીક્કાર ફરવામાં અહીં

પ્રાણથી પ્રીય પત્ની જે, છોડીને હું આવ્યો નહીં—ચંદ્રમુખી.
મારી અવસ્થા શી થઈ, છોડી જતાં તુને પ્રીયા
નીરજીવ થઈ ફરૂં હવે, તેથી ભલું મરવું અહીં—ચંદ્રમુખી.

## રસીકા ક્રુરસેનના મેહેલમાં કેદ પડેલી.

( ઓધવજી સંદેશો કેજો શામને. ) એ રાહ.

બેઠી છઉં પ્રભુ કોનારે હું અવાશમાં,
પતી વીખુટી છતાં હજી જીવતીજ જો;
કપટ કરી એ દુષ્ટે નાંખી પાશમાં,
હતી હમેશાં હું સુખમાં રમતીજ જો.—બેઠી.
પ્રાણપતીરે મુજને છોડી કયાં ગયા,
દયા ન આવી કરતાં મને નીરાશ જો;
તોપણ દયા કરી વેગે આવો અહી,
નહી તો થશે મારા તનનો નાશ જો.—બેઠી.

લલીત છંદ.

અરર માહેરૂં શું હવે થશે, દીન વીયોગમાં શી રીતે જશે;
પ્રીય હું આપને પ્રાણથી હતી, હરખતી સદા કંઠ લાગતી.
ત્યમ છતાં પતી કાં તજી ગયા, અરર મારી શું આવી ના દયા;
ઓ પ્રભુ હવે દેની હાય રે, મેળવ તું હીયાં ત્વરીત નાથને.
નીકર પ્રાણ હુ આપીને મરૂં, પતી વીના જીવી શું હવે કરૂં.

## કામસેન ચોરની ઝુંપડીમાં કેદીછે ત્યાં ગાયછે.

ગજલ.

વીધીનાં કામ છે કેવાં, દીએ દુખ ઘાતકી થઈને—ટેક.
હતો સુખ ચેનમાં ફરતો, હરાવ્યો તેંજ મુજને ત્યાં;
કરાવી હાર મારી ત્યાં સહાય થઈ શત્રૂને જઈને—વીધી.
હતો હું જે હજારોપર, હમેંશાં હુકમને કરતા;
તેજ હું રંક આધારે, રહ્યો છું દીન રે થઈને—વીધી.

## બાબરા ભુત આગલ બધાં ભુતો ગાયછે.

લુલી નીલની રાહ.

ભુત.—લુલા ભુતની ભવાઇ, લુલા ભુતની ભવાઇ;
જોઈ જોઈ હશો સૌ, થાશેરે નવાઇ—લુલા.
ઓલી આવે છે આંહી,—બે વાર.
આવરે ઓ વહુ મારી ભુતડીરે બાઈ—લુલા.
ભુતડી.-પીટયા ખાવાનું લાવ,—બે વાર.
નહી તો હું જાઇશ તારા કલેજાં ખાઇ—લુલા.
ભુત.—ખાવા આપે તારી આઈ,—બે વાર.
અમે તો છઈએ ફક્કડ ભાઇ—લુલા.

## બાબરા ભુતને જગાડતી વખતે ગાયછે.

મેહેર કર મારી ઉપર બાબરા,
જગાડું છું હું તેની કરજે ક્ષમા.—મેહેર.
જુવો જુવો આ કુંવર તરફ,
કૃપા કરી તું પુરજે ઇચ્છા,
તા-રી-મ-ર-જી-થી-પુ-રી-થ-શે-તે-ની-ઈ-છા-મેહેર.

## રસીકા કુરસેનના મેહેલમાં.

( સુખીઆણી ફળ જાણી. ) એ રાહ.

દયા આણી દીન જાણી, તમે આવી મળોરે;
પ્રીયા દુખી તેની, સહાય કરો.—દયા આણી;
કષ્ટ સહ્યું છે અતીશયે મેં
તેથી વેલા આવી, જલદી મારી વારે ચડોરે—પ્રીયા દુખી.

## રસીકા કટારથી સ્વહસ્તે મરતી વખતે ગાયછે.

( સખી આવીયો કારતક માસ. ) એ રાહ.

પ્રભુ કેમ કરૂં કયાં જાઉં નથી કાંઇ સુઝતું

મારૂં હૃદય બળી થાય રાખ, સદા જે સુખી હતું
દુષ્ટ ક્રૂરે લઈ આવી ક્યાંય, નાંખી દુઃખ પાશમાં
રેહેતી પતી સંગ જ્યાંય, સદા સુખ વાસમાં
તેથી નાથ વીયોગે ઘાત, કરૂં છું હાથથી
તેની કરીને પ્રભુ તું ક્ષમાય મેળવજે નાથથી.

## રસીકા જંગલમાં પુરૂષને વેષે ગાયછે.

ગઝલ.

રસીકા—પ્રભુ પત્નીને કાન્તથા, છુટી કરતો નહી;
વેરીને પણ વીખુટાં, વાલાથી કરતો નહી—પ્રભુ.
સંકટ સહ્યું અતીશય મેં, અનહદે અપાર;
તેથી તું મેળવ નાથથી, વેગે પ્રભુ અહીં—પ્રભુ.

શાર્દુલવીક્રીડિત છંદ.

મેં મારા પતીથી અરે છુટી પડી વીયોગ વેઠયો અતી,
આ ઘાટા તરૂમય ઘોર વનમાં દુખો માહા પામતી;
પામીને બહુ સંકટો હું ફરૂં અત્યંત ત્રાસે ભરી,
તેથી તું પ્રભુ તાર કષ્ટથી મુને જાચુ છું એવું હરી.

પદ કાફી.

પ્રભુ મને માર્ગ બતાવ, દારૂણ વનમાં રખડી મરૂં હું.—પ્રભુ મને.
જંગલ જંગલ રખડી હું થાકી, કયાં ન દીસતો પારરે.—દારૂણ.

દુહો

પડો અગની તે રૂપમાં, જેથી ઉપજે દુખ;
રૂપે અતિ સંકટ સહ્યાં, થઈ પ્રિય પતી વિમુખ. ૧
જેને પતી અતિપ્રેમથી, ચાતો રૂદયા માંહ;
તે રઝળે વગડામહી, ઠરી ન બેસે છાંય. ૨
લેપન ચંદન તનપરે, કરતી ભુવન માંહ;
તે ઊંનાં આ આંસુથી, ફરીફરી ભીંજું ક્યાંય. ૩

કિરણો મસ્તક નાંખવા, ઈંદુ નહી પામેલ,
તે મસ્તક નિક્ષણ સહે, રવિ કિરણની રેલ. ૪
જે પગ ખુલ્લા ભુપરે, ક્ષણમે નાહિ ધરેલ;
તેમા કંકર કંટકે, ચાલી રકતની રેલ. ૫

શાર્દુલવિક્રીડિત છંદ.

છે તે રૂપ ખરાબ આ જગતમાં જે શીલ રાખે નહી,
છે તે ધન્ય કુરૂપ નારી જનનું જે શીલ ચુકે નહી;
છે તે ધીક સદાય નારી જનને જે શીલ ત્યાગી કરે,
તે પાષાણની પુતળી સમજવી ના ધર્મને આચરે.

### કામશેન જંગલમાં ગાતો ગાતો આવેછે.

(કહું કયા ફલકકા સતાયા હું મે.) એ રાહ.
કહું શું નશીબે દુખીઓ કીધો છે,
ભેખ પ્રિયાને વિયોગે લીધોછે—કહું શું.
હતી જે પ્રીયા પ્રાણથી પ્રિય મારી,
હરી દુષ્ટ ક્રૂરે દગો તો દીધો છે—કહું શું.
દયાળુ પ્રભુ પ્યારી મારીથી કયારે,
મેળવશે ફકત આસરો તાહેરોછે—કહું શું.

### માલતી રાક્ષસની ગુફામાં ગાયછે.

ગજલ—ભૈરવી.

દેખીને બંધનમાં મુજને થતો નથી કેમ સહાય.—બે વાર.
કેવી ઉમેદ હતી મળવાને બેનને,
મળી ન બેન મુજને હું અધવચ ફશી છું હયાં.—દેખી.
સહન કર દુખ મળવાને માધવ,
પ્રીતમ દરશણ ઇચ્છાયે હું કરતી નથી હત્યાય,—દેખી.
હવે તું સત્વર મળશે ન મુજને,
નીશ્ચે તે દુષ્ટીને હાથે મહોત મારૂં થાય.—દેખી.

## ઘોડી.

પ્રભુ દે તું મુકિત મને નીવારી, ક્રૂર કષ્ટો સહી હું હવે હારી;
નાથ આવ્યા હજી ન વારે મારી, તેથી લાગે આ જીંદગી અકારી.

## શીખરીણી.

અસહ દુખ પ્રીતી આખળા જાતે કયમ સહું.
ન જાણે બીજુ કો હું દુખથી બળી મરૂં;
અતી વેગે કરી તું માધવ મોકલ પ્રભુ અહીં,
નહી તો જાશે પ્રાણ ખચીતજ મમસહી.

## શલ્યાશુર માલતીને સમજાવેછે.

(યાર તુમારે દેરે આનેકા.) એ રાહ.

કેમ પ્રીયે હવે શું તું કહે છે, મરજી તારી જણાવતું;
પ્યારી પ્યારી હું કહું છું, સ્વામી તો મુજને કેહેતું.—કેમ.
જલદી જવાબ આપ પ્યારી, નહી તો તુજને નાખીશ મારી;
ક્ષણું મુકું ન વીસારી, સાચું તુજને કહું હું પ્યારી.—કેમ.

## રસીકાને ક્રુરસેનની દરબારમાં પકડી લાવેછે તે વખતે.

## શાર્દુલવિક્રીડિત છંદ.

લોકો નીર્ધનને ન બંધુ જનકો સ્નેહેથી સંતોષતા,
તેના જે પ્રીય મીત્ર તે ફરી જતા આપત્તિને આપતાં;
તેનું સત્વ વિનાશ શીલ વીધુવત કાન્તી ક્ષય પામતાં,
બીજા કો જન પાપ કર્મ કરીને તેને શીરે નાંખતા.

## રાગ જોગીયો આશાવરી.

કામસેન.—પડું છું વીછુટો પ્રીયા સંયોગથી તારા;
રસીકા.—ના કર ચીંતા મન હું, ભેગી મરીશ પ્યારા.
કામસેન.—પાપ પેલે જનમ મેં કર્યાં હશે કંઇ કયાંય.
ભોગવવાં પડયાં તને વીયોગમાં મારા—પડું છું.

રસીકા.—પ્રેમને વશ થઈ હું નીશદીન રેતીતી સુખ ચેનમા;
છુટી પડાવી દુષ્ટીએ તુજ સંગથી પ્યારા.—ના કર.
કામસેન.—લખ્યું હશે ભવિષ્યમાં ટળવાનું નહીં તેહ;
બન્યું હોય જે કંઈ કેજો ભ્રાંતને મારા.—પડું છું.
રસીકા.—જીવીને હું શું કરૂં મરીશ તારી સાથ;
મેળવશે ભવોભવ પ્રભુ તુજથી પ્યારા.—ના કર

રસીકાથી છુટા પડતી વખત.

ગઝલ.

કામસેન.—મરૂં છું વેરી હાથથી, તજીને તુજને આમ;
પ્રણામ છે પ્રીયા તને, છેવટે પ્રણામ—મરૂં છું
પ્રણામ કેજે માતને, મુજ ભ્રાંતને પ્રણામ,
પ્રણામ મારા તખ્ત, ક્ષત્રી જાતને પ્રણામ.—મરૂં છું
પ્રણામ કેજે મીત્રને, મુજ દેશને પ્રણામ;
પ્રણામ વહાલાં શેહેરને, મુજ વેશને પ્રણામ.—મરૂં છું

ઢેડ ઢેડીને કહેછે,

વહાલી ફીરફી ગયો તો ક્યાયે, એકલડી અહી બીહી મરૂં;
ઘડી નહી દેખું તુજને તો, એક પલમાં કલ્પાંત કરૂં.—વહાલી.
વહાલી મારી ગુલાબ પ્યારી આવુ છું હું હમણાં રે;
રાજાને ત્યાં ગયો તો આલી હુકમ થયો એક મુજપરે—વહાલી.
બે ચારને લટકાવીને આવું છું હું હમણાંજ ત્યાંય;
તેટલામાં તમે રાંધણું રાંધવા જલદી જલદી માંડો હમાંય-વહાલી.
છાનીમાની બેશી રેહેજે, રૂપીયા લાવીશ બે હજાર;
રાંધીને તું ઢાંકી મુકજે આવું છઉ હું હમણા જાણ.—વહાલી.

કામસેન ફાંસીની જગાયે આવી ગાયછે.

( હમકુ છાંડ ચલે બન માધુ. ) એ રાહ.

દયાસીંધુ તું થઈ ને દયાળુ, દોશથી કરજે મુકત મને રે;

પાપ કર્યાં હોય જાણે અજાણે, ચુક કદી તુજ નીયમને રે,
પ્રભુ જડ મનથી થયું હોય જો કંઇ, કરજે ક્ષમા તે આ દીનને રે.

ગજલ.

શી દશા મારી થઇ મરવું પડે હસ્ત નીચને,
ન કરીએ સ્પર્શ જેહનો ઉતારશે તે શીશને.—શી દશા.
રસીક રસીકા માહેરી, શી દશા તારી થશે,
રમતી સદા નેત્રમાં તો પણ તજી જાવું અરે.—શી દશા.

કામસેને ફાંસી ચડતી વખતે કરેલી ઇશ્વરની પ્રાર્થના.

ગજલ.

ઓ ઇશ્વર મેં શા અપરાધ કર્યા હશે તાહરા,
કે નિર્દય થઇ દુઃખ આપે, વરશાવે દુઃખધારા;
મુકાવ્યું રાજ દૂર દેશ છોડાવ્યો પત્નીથી,
બંધાવ્યો શત્રૂ હાથથી કહું શું દુઃખ માહરા;
તોપણ દયા કરી કરજે ક્ષમા તું પાપ માહરા,
ઓ ત્રાતા હવે કોને જવું શરણે વીના તાહરા.—ઓ ઇશ્વર.

રસીકા કામસેનને મલતી વખતે.

ગીતી.

પ્રાણ પ્રાણપતી મારા, ઉડી ગયા જો હતાજ આ તનથી;
તે પ્રભુનીજ કૃપાથી, થયા ફરી પ્રાપ્ત જાણું છું હું મનથી.

છેલ્લે સર્વે મળી કરેલી પ્રાર્થના.

પુર્ણ થયો છે ખેલ, સજજનો.—પુર્ણ થયોછે ખેલ.
ક્રૂરસેને જો અકાર્ય કર્યું તો,
અંતે કેદ થયેલ;—સજજનો.
સતી રસીકા નીતીએ રહી તો,
પામી સુખની રેલ;—સજજનો.

"કરણી પાર ઉતરણી" થઇછે,
થઇ ચરમની પહોળ; -સજ્જનો.
આપ પધારી કર્યા ઉપકારી,
થઈ આનંદની રેળ;—સજ્જનો.

રચનાર
**રા. રા. દામોદર રતનસી સોમાણી.**

# કરણ ઘેલાના નાટકમાં ગવાતાં ગાયનો.

—o—

## રચનાર

### પંડયા દાહ્યાભાઈ છગનલાલ.

### બધાં પાત્રોએ સાથે મળી કરેલી પ્રભુ પ્રાર્થના.

ઝીલો ઝીંઝોટી.

કરીમ રહીમ તું કર કરૂણા, એ રાહ.

પતીત તણો પ્રભુ પાળક તું,
પાપ અમાપ તણા પરીતાપે, દુઃખ વન્હિમાં બળીએ;
રે શ્રી હરી! કામાદિ કલેશ ટાળક તું, પતીત—ટેક.
મોહ, સ્વાર્થ, પાપ, તમ, પ્રેર બુદ્ધી જાય જયમ;
થાય જ્ઞાન, આભાસ, ઈંદ્રિયોનો ત્રાસ, ટળી થાય વીનાસ;
શરણાંગત પ્રતિપાળકનું બીરદ અમે તો ધરીયે; રે શ્રી હરી. ૧

### ભુતડાં ગાયછે.

ધનાશ્રી.

કૃષ્ણ કરો જજમાન, એ રાહ.

પાપ ન છુટે જાણ, સજા વિણ પાપ ન છુટે જાણ—ટેક.
"કરણી જેવી તેવી ભરણી," શાસ્ત્રનું એ પ્રમાણ—સજા.
લક્ષ ચોરાશી ફેરા ફરે, જાણે ન જીવ અજાણ—સજા.
કર્મ પુરવનાં જીવને ઘેરી, કરે તાણાતાણ—સજા.
પોતાનું મૂળ પિછાણે જે જન, એજ ચતુર સુજાણ—સજા.

## નગરની સ્ત્રીયો દેવીને મંદીર જતાં ગાયછે.

લાવણી.

સુણો સજન ગણો મત વચન, એ રાહ.

ધરો ચરણ શરણપર એની, તમે જઈયે માતાની બાણી.
સુખકરણ દુઃખ હરણ દેવી તે, ઉજ્જવલ વરણજ ધણી—ટેક.
અંબીકા ભવ પાપ તાપહારિણી,
મહિશાસુર મારી સુર સુખકારિણી;
રીઝે તો સુખ, લક્ષ્મિ, શાંતી દાયિણી,
નિજ ભક્તોને ભવ સિંધુ પાર તારિણી; ધરો ચરણ શરણપર. ૧

## રૂપસુંદરી કેટલીક સ્ત્રીયો સાથ ગાયછે.

ગરબો.

અંજની સુત હનુમાન મેરી અરજ, એ રાહ.

જગતની માતા દે સુખ શાતા, તુજ ચરણમાં પડીયે—ટેક.
નારદ શારદ ગુણ ગણેછે, શેષ મહેષ સૌ ધડીયે, જગતની. ૧
કૃપા રૂપી માઈ વૃષ્ટિ કરો નિત, દ્વાર તારે આવી અડીયે. જગતની. ૨

## રૂપસુંદરી માધવને જગાડેછે.

રાગ—બિભાસ.

વંદુ દિનપતી ઉદિત ઉદાર, એ રાહ.

ઉઠો પ્રિય પતી થયુંછે સવાર, થયુંછે સવાર, પતી થયુંછે સવાર,
ઉઠો—ટેક.
પવન સુવાસિત પુષ્પ કરેછે, મંદ અતિ સુખકાર; ઉઠો પ્રિય. ૧
કમળ સરોવર વિશે વિકાસ્યા, ભ્રમર છુટયા આ વાર; ઉઠો પ્રીય. ૨
સુક સારિકા, મધુર કોકીલા, કરે મધુર ઉચ્ચાર; ઉઠો પ્રીય. ૩
સુર્યનાં કિરણોએ દોડી વિદાર્યું, ભુંડું જે અંધકાર, ઉઠો પ્રિય. ૪
રવિને રીઝવવા ધરાએ પેરી, સાડી સોનેરિ સાર, ઉઠો પ્રિય. ૫

## માધવને પરગામ જતો જોઇ રૂપસુંદરી વિનંતી કરેછે.

કુમરી.

જટામેં શીશ શ્રીરામ જડપે, એ રાહ.

રૂપ—પ્રિય પતી ! છોડી જશો નહી મુને, મન ગભરાય આજે,
માધવ—વ્હાલી ! બીરૂં થવું ઘટે નહિ તુને, નાગરિ જ્ઞાત લાજે;
રૂપ—ખરૂં, પણ હાલ જતો નહિ રોકું, ડાબી મુજ આંખ ફરૂકે,
માધવ—ધિરી પડ, ધીર ધરી, ઓ અધિરી ! વૃથા ડરથી તું થરકે;
રૂપ—સાથે લ્યોજી નાથ જોડી હાથ યાચું, જેથી દુઃખ થાય દૂર,
માધવ—આવીશ દિન આત મહિ કહું સાચું, કેશવ ધર રાખું ઉર.

## રૂપસુંદરી કરણના મોહલમાં વીલાપ કરેછે.

રાગ ગઝલ.

ગમે દુરીસેં જી જલતાહે, એ રાહ,

પતી વિયોગે મન મારૂં બાવરૂં થાયે, બાવરૂં થાય અતી ગભરાઈ
મુઝાયે; પતી વિયોગે—ટેક.

મૃગલી છુટી જુથથી, વચ્છ ગાય વિણ જેમ,
પક્ષી દાવાનલ વિષે, તરૂણી પતી વિણ તેમ;
તરૂણી પતિ વિણ તેમ, આંસુંથી ચીર ભીંજાયે. પતી વિયોગે. ૧
શશી વિણ ચકોર ચિતમાં, ચટપટ ઝાઝી થાય,
ચાત્રુક સ્વાતી બિંદુની, વાટ જોઈ અકળાય;
વાટ જોઈ અકળાય, ઘડિ યુગ જેવી જણાયે. પતી વિયોગે. ૨
સર્વેશ્વર સંયોગથી, પતિ વીહને કાપ,
કદી વીયોગ પડે નહી, એ વર માગું આપ;
એ વર માગું આપ, જેથી તન તાપ બુઝાયે. પતી વિયોગે. ૩

—o:o—

## કરણના જુલમથી રૂપસુંદરી વિલાપ કરેછે.

રાગ કલ્યાણ.

કીસ કદર મેંનો કરૂં યાર બડાઈ તેરી, એ રાહ.

ધિરજ ધરાય નહી, સુખ શાંતિ થાય નહી,
કરૂં શું ને જાઉં કહીં, વિશ્વ ખાવા ધાયછે;
પુરવનાં ઉગ્યાં પાપ, અમાપ તે આપે તાપ,
આ ભવનો શ્રાપ, પતિ વિર્હનો જણાયછે;
સુખ દુખ રૂપ થયું, તન તેજ ઉડી ગયું,
હાડનું પિંજર રહ્યું, છાતી અમુઝાયછે;

## રૂપસુંદરી પતીવિરહ વરણવેછે.

રાગ—જીંઝોટી.

દરદ ગમ જાને મન, એ રાહ.

જીવું જેનાથી વિશ્વમાં હું, તે પતી વિણ શું ગમે ?
પાણીનું જંતુ મીન તે કહો, દુધમાં શી રીતે રમે; જીવું. ૧
પ્રીતીનો રંગ પકવ જે, મટે ન ધુવો જો તમે,
ચકોરને હજાર સુર્ય, કહો શશીવિણ શું ગમે ? જીવું. ૨

## નાગરિકોએ સતિ થયેલી ગુણસુંદરી તરફ દેખાડેલી દયા.

રાગ—બિહાગ.

ગુણસુંદરી સુંદર નાર, સતિ થઈ તજી સંસાર,
તન તાપને બાળી, પતિ સાથરે ચાલી; ગુણ—ટેક.
ક્ષણભંગુર કાયા સાર, મોહ મમતા ભરી અપાર,
કરી તેનો તિરસ્કાર, નિજ ધર્મ કરયો સ્વિકાર; ગુણ. ૧
ભવસાગર કરશે પાર, કરી સફળ મનુષ અવતાર,
ફળ સ્વર્ગનું સુખકાર, જો અચળ પતી પર પ્યાર, ગુણ. ૨
ઘટે આપણને આ વાર, જવું સરસ્વતી કિનાર,
આશિષ સતી દુખહાર, શિર કરવી અંગીકાર; ગુણ. ૩

## માધવ જંગલમાં શોક જણાવેછે.

રાગ—ભૈરવી.

કહાં ગયો શેહજાદા જાની પ્યારા, એ રાહ.

હવે દશા શી વિશ્વમાં મારી, ખોઇ નારી એ ઘા દીલ કારીરે, હવે-ટેક.
જતાં પ્રવાશે જાણ્યું ન આવી, થશે સંસારની ખ્વારીરે-હવે દશા. ૧
આતે તજ્યો દેહ સુટેક માટે, ધર્મ બજાવ્યો ધીર ધારીરે-હવે દશા. ૨
સ્વર્ગે ગઇ નારી તેની સતી થઇ, જન્મ સફળ જયકારીરે-હવે દશા. ૩
ઘર ઘડીમાં વન થયું મુજ, એ તન દુખ છે ભારીરે—હવે દશા. ૪
વન વન ભમતો કરૂં કરણને, વેર રાખું દીલ જારીરે—હવે દશા. ૫

## જાત્રાળુઓએ ગાયેલું ભજન.

રાગ ધોળ.

આ તન રંગ પતંગ સરીખો, એ રાહ.

એક હરીનું નામજ સાચું, અન્ય સકળછે કાચુંજી.
ધન, તનમાં જન ફોગટ નાચું, ભજ હરનિશ પ્રભુ યાચુંજી.
માયા, મમતા, મોહને આશા, પાશ થકી બંધાયોજી,
કિર્તી પિપાસા મરતાં ન મટશે, શ્વાન પેરે રખડાયોજી.
કોડી કોડી જોડી કીધા કરોડો, દોડી અહિ તહિ પ્રીતેજી.
પાઈ ન પુન્ય મહી ખરચાઇ, મરણ ધર્યું નહી ચીત્તેજી;
દ્રવ્ય પદારથ ઇશ્વર માન્યો, પરમારથ નહિ જાણ્યોજી,
જપ, તપ વીના અંતે મુઝાયો, કર્મ બંધે જકડાયોજી.

## માધવે દેવીની કરેલી સ્તુતી.

રાગ—અતરંગ કલ્યાણની.

સુરંગ અંગી તું બહુચરી, ગાયે છે મુનીયો,
રૂપ છે અનૂપ, તા-રો-આ-સ-રો—ટેક.
સુંદર ઝર ચીર કોર મજાની, ત્રિકાળ ધૂત ધુમ.

માનની ગાન તનનન, માનની ગાન તનનન. ૧
સાદરથી ગુણીજન માના, માની નીમ, વાણીદીન.
કે'તું ધનનનનન—સુરંગ અંગી—૧

## દેવીનો માધવને ઉત્તર.

રાગ—મરાઠી ચાલની સાકી.

રે માધવ ! સુણ સાવધ થઈને શોકસિંધુ તરાવું,
ધિરજ ધર, પરહર નિરાશા, વેર મારગ દરશાવું.
જા દિલ્લીએ યવન રાજા, તેને દુઃખ જણાવું,
તો સરવે તુજ કારજ સરશે, લખ્યું વિધીયે આવું.

## જાત્રાળુઓએ રાતવાસો કર્યા પછી ગાયેલું ભજન.

રાગ.

કંસાર તાજી, મેથીની ભાજી—એ રાહ.

ધાટે ધાટે. નહીશું વાટે, જાત્રા માટે, બહુ થાટે;
ચાલો ચાલો ઝટ ઝટ ઝટ.
ગંગ પાને ધટ ધટ ધટ, પાપ ફાટે ફટ ફટ ફટ,
સંસારની કટ કટ કટ, મટે ધ્યાને ચટ ચટ ચટ, ધાટે—૧

## રૂપસુંદરીએ પ્રાણઘાત કરતી વખત કરેલી ઇશ્વરોપાસના.

રાગ—સીતાના મહીનાનો.

દુઃખ હરતા દયાળું દેવ, દુઃખેથી દબાઇછું,
નિરાધાર પરાધીન કાય, જાળે વિંટળાઇછું.
દશે દિશા ધસે સમશાન, સમી ખાવા મને,
રાત્રી દીવસ, દિલ ગત્ર, ચિંતા લાગી તને;
વિષયો નરનાથને હાથ, પડી હું અનાથજો,
જગદાર ચડો મુજવાર ધણી હું લાચારજો;
વિખુટી છુટી વ્હાલાંની પ્રીત, લુટી નસીબ ખરી,
પતિ વિરહે અતિ ગતીભંગ, વિનંતી કરૂં હરી.

## એક ઠાકોરના સનમુખ કંચનીએ કરેલું ગાયન.

રાગ—પીલુનો જીલો.

ધન ધન રે સતીનાર—એ રાહ—

દિન દિનરે પ્રજા પ્યાર, પામો ઝાઝો હો—દીન. ટેક.
રાજયનિતીથી નિત્ય વધારો, નવનીત શોભા અપાર; દિનદિન. ૧
ચાર પદારથ સાધો તજીને, વ્યરથ અનર્થ કુવિકાર; દિનદિન. ૨
સાગરનું ધન ભંડારમાં હો, ન્યાય પ્રવાહ સહુ ઠાર; દિનદિન. ૩
ગુણીજનોને પોષણ રૂપે, થાયો, સકળ જયકાર; દિનદિન. ૪

## હરપાળને જોઇ એક રજપુતની છોકરી પર થયેલી અસર.

રાગ—ભઈરવીની ગઝલ.

ખ્વાબમેં દેખાહે હમને આજ, એ રાહ.

મુખ નીરખીને તે નરનું, વ્યાકુળો તનમાં થઈ,
સ્થિરતા ધીરતા ભુલી હું, મૂઢ શુન્ય થઈ ગઈ ;
ત્યાથી મારી ચિત્તવૃત્તી, રે ભ્રમિત બની ગઈ,
કંપું કેમ કળે ન મુજને, જે હતી તે હું નહી ;
પ્રેમની જવાળાથી બાગું, શું કરૂં સુઝતું ન કંઈ,
એકઠી જો થાય આંખો, એજ આશા ઉર મહી.

## કરણનું શૈન્ય સંગ્રામ માટે તઈયાર થતાં ગાયછે.

રાગ—બિહાગ.

વિધાતા ઓ વીરા જૈનો રાજ, એ રાહ.

રણાંગણ વિશે રજપુત પુત આવો,
દારૂણ યુધ્ધ ને માર, શસ્ત્ર ઝળકાવો, રણાંગણ—ટેક.
રક્ષવા બ્રાહ્મણ ગાય, કોદંડ કોડથી સાય,
ધર્મ ક્ષત્રીનો ગણાય, ધજા ફરકાવો; રણાંગણ. ૧
તોપ, બંદુકને તીર, ભાલા, બરછી, ઝંઝીર,

સાંગ, ફરશી, કટાર, અસી ભટકાવો; રણાંગણ. ૨
મરવું મારવું સાર, આ પાર કે પેલે પાર,
જીતે જય જયકાર, નોબત ગગડાવો. રણાંગણ. ૩

## અલ્લાઊદીનના લસ્કરે લડાઇની અગાઊ ગાયેલું.

રાગ—અંગ્રેજી રાહ પ્રમાણે.

હમ ટુકડે ટુકડે કરકે, દુશમનકો રગડેંગે આન,
હમ પ્યાસે લાગે કાફરો કે માર કરે ઘમસાન,
હમ ડરતે નહી ઓર કરતે જખ્મ ખંજરસે મેદાન,
હમ જંગ મચાવે રંગ ઉડાવે ગભરાવે કુફરાન.

## કરણનું લશકર રણમાં જતાં ગાયછે.

રાગ—ગઝલ.

પડા કીસ લીયે લાહોલ, એ રાહ.

ચોંપે ચલાવો ચરણ, ટેક ક્ષત્રીનો ધરી,
થાયે અમર નામ જેથી, વાત તે ખરી; ટેક.
મલેચ્છ આવ્યા દેશમાં, લડાઇ ને વરી,
નસાડો મારી તેમનાં, હથીઆરને હરી ; ચોંપે. ૧
રજપુત નામ આપણું, ન ઝાંખું થાય જરી,
ધરે ભુમીને રક્ષવી, સંગ્રામમાં મરી ; ચોંપે. ૨

## અલ્લાઊદીનના લસ્કરે લડાઇના વખતે ગાયેલું.

રાગ—અંગ્રેજી.

જાતે હમ જરૂર, બનકે ચકચુર, પહેલવાંન, પહેલવાંન.
શિપાઇહો બહાદુર, ઓ ફીર ફીર ફીર ફીરતાર (બેવાર.)
ભાલેહે, ભાલેહે, ભાલેહે, શમશીર, ઓ ફીર ફીર ફીર ફીરતાર
દુશમનકે હમ, કોહ કરે જખ્મ, જાયગે અબ, જાયગે અબ,
સબ મીલકે હમ; ઓ ફીર ફીર ફીર ફીરતાર.

## અલ્લાઉદ્દીનના લસ્કરે જીત સાથ પાટણમાં પ્રવેશ કરતાં ગાયેલું ગીત.

રાગ—ઓ સીંગ ઉવી નાઉ રાઈટ ચેરીલી. એ પ્રમાણે.

માલકકી ફજલસેં ફતેહપાયે, દુસ્મનકો માર ભગવાયે,
શાહરાએ પોહોચ્યા ફલક, શર કિયા અપની ફોજને ગુજરાત મુલ્ક,
ગુજરાત મુલ્ક, ગુજરાત મુલ્ક, આબાદ ખુશનમા ગુજરાત મુલ્ક.
હુરે! હુરે! ફોજ અપનીકું હે સ્યાબાસી, દુસ્મનકી હુંઈ સત્યાનાસી
હસતી હુઈ સારી ખલ્ક, શર કિયા, અપની ફોજને ગુજરાત મુલ્ક.

## ચોરો લુટની તપાસમાં ગાયછે.

રાગ—ગજલ.

શુનીએ જનાબ હાલ, એ રાહ.

૧ લો ચોર—શોધો સંભાલ રાખીને, શીકાર સોબતી,
૨ જો ચોર—નાયક રીઝાશે આપણો, જરૂર તે થશે; શોધો. ૧
૧ લો ચોર—સરદારછે હરામ, લુટ સર્વ ખાયછે,
૨ જો ચોર—તારા ડોળાથી ઝેરીલા, દેખાતું શું નથી? શોધો. ૨
૩ જો ચોર—ધંધો અમારો ચોરીનો, ચોરો ગણાઈએ,
૧ લો ચોર—વનમાં અમારૂં રાજ, બીક કોઈની તો નથી-શોધો. ૩
૨ જો ચોર—વાતોમાં રાત વહી જશે, છે હાણ તે થશે,
૩ જો ચોર—સુઝે ન જવું કયાં હવે, ચાલો આ બાજુથી-શોધો. ૪

## દેવલદેવી મોહની અસરમાં ગાયછે.

રાગ—ગરબી.

કામણ દીસેછે અલબેલા તારી, એ રાહ.

મનગમતા માનીતા મુજને શું કર્યુંરે, મુજને શું કર્યુંરે, મ-
નડું તેં હર્યુંરે; મનગમતા—ટેક.
તન, મન, ધન અરપણ કરી બેઠી,

પ્રિતી ચટકાથી ચીતડું, રહે ના ઠર્યુંરે; મનગમતા. ૧
તલસે નયન તુજ દરશણ માટે,
આ કાલજડું કુદેછે, જાયે ના ધર્યુંરે; મનગમતા. ૨
પ્રાણજીવન અંતર ગત પ્રિછી,
પરણે દાસીને મન તો દ્રષ્ટિથી છે વર્યુંરે; મન ગમતા. ૩

## સંકળદેવ તથા દેવળ દેવીએ ગંધર્વ લગન કરતાં કરેલી ઈશ્વર પ્રાર્થના.

રાગ—ગીતી.

સાક્ષી સહુનો ભર્તા, રાખિને લગન આજ આદરિયે;
સુખ શાન્તિમાં રાખો, ઈશ્વર અમને, વચન કરગરિયે.

## * દેવલદેવી કરણના પ્રેતની પાસે બેસી કલ્પાંત કરેછે.

રાગ—ગઝલ.

અબ આખરીહે સબજપરીકા સલામહે, એ રાહ.

આ કર્મ કેરી વાત, કોઈથી ન તે કળે,
અગ્નિ વિના આ ઓળીએ, ઉભું અરે બળે; આ કર્મ. ૧
થવાનું ભુંડું હોય તો, ન સુમતી મળે,
અભાગી પ્રાણી દેખતાં, કાંટા ભણી વળે; આ કર્મ. ૨
ધરમ, ધયાન, સત્ય, વિષય કિટથી સળે,
હવે શો શોક ? શોકથી ગયું ન તે મળે; આ કર્મ. ૩

---

* સાચી વાત ઈતિહાસ પ્રમાણે તો એ છે કે, દેવલદેવીને મુસલમાનો દીલ્લી લઈ ગયાછે અને ત્યાં ખિજરખાંને પરણાવીછે, પણ જેણે આ નાટકનો ગદ્ય ભાગ લખેલોછે, તેણે ઈતિહાસને બાજુપર મુકી ઊંચી કલ્પના કરીછે. કવીતા રચનારને આથી ગાંડાના ગામમાં નિરૂપાયે ગાંડા થવાની જરૂર પડીછે.

પાપનાં કુઆડે ફળ, દુખનાં ફળે,
કરો ઉપાય કોટી, ચાખવાં ન તે ટળે; આ કર્મ. ૪
અરે એ દુખી જીવ ! મોતથી વૃથા છળે,
થા તૈયાર પ્રાણ પેટ ! શસ્ત્રને ગળે; આ કર્મ. ૫

રચનાર
**રા. રા. ડાહ્યાભાઈ છગનલાલ પંડયા.**

# વનરાજના ખેલમાં ગવાતાં ગાયનો.

## નવી આર્ય સુબોધ નાટક મંડલીના માલેકો તરફથી ભેટ.

### ઇશ્વર સ્તુતી.

પદ.

( વીનતી ધરજો ધ્યાન સજન સો વીનતી ધરજો ધ્યાન. ) એ રાહ.

આખી મંડલી–દીન બંધુ જગરાજ, જયજય દીનબંધુ જગરાજ–ટેક.
દીન જન બંધુ, કરૂણા સિંધુ, નમીએ પ્રેમ આજ–જય.
સરજન હારા, નિયમો તારા, સુખ કરેછે માહારાજ–જય.
જળસ્થળ વ્યાપી, પૂર્ણ પ્રતાપી, તું સોનો શીરતાજ–જય.
પ્રેરણા તારી લઇને સ્વિકારી, આરંભીએ શુભ કાજ–જય.
શક્તિ દેજે, અનુકુળ રેહેજે, રાખી બાળકની લાજ–જય.
અંગ ઉમંગે, ઉધમરંગે, સજીએ નાટક સાજ—જય.
સહાય કરીને, રંગ ભરીને, દીપવજે વનરાજ—જય.

### જેરાજની દરબારમાં કળાવંતીઓએ રાજાની તથા રાજયની કીધેલી તારીફ.

રાગ—પીલુનો દાદરો.

ઓ રાજા રાજય તારૂં અખંડ રહોરે ( બે વાર. )
રૈયત મોજ મારે. ધર્મ નીતી ધારે,
રાજા પ્રજા અન્યો અન્ય, પ્રેમ સુખ લહોરે—ઓ રાજા.
ધજા ઉપરે રાજે, અંજની સુત ગાજે,
જયાં જોઇએ ત્યાંછે, બંગલા ગૃહોરે—ઓ રાજા.

ન્યાય તારો સારો, પક્ષ નહી પ્યારો,
તાબેદારી તારી, પ્રજા ચહોરે—ઓ રાજા.
હમે કલાવંતણી, ઇચ્છીએ ખુબી ઘણી,
આશીષ દઇએ, ચીરંજીવ ગ્હોરે—ઓ રાજા.

**પ્રધાનના મેહુલમાં કળાવંતીઓ ગાયન ગાયછે.**

( માનો માનો માનો માનોરે પ્રાંયા ) એ રાહ.

લાવો લાવો લાવો માલનીઆ લાવોરે;
વિશ્વ વાડીમાંથી સુંદર, કળી સોહાવોરે—ટેક.
ખુબ સુરતી એકથી એક, ઉમદા ગુલજારરે;
કોઇ ચંદ્રવદની મૃગયા, નેણી ચમકાવોરે—લાવો.
તન રંગ ગુલાબી રાજે, સુક ચંચુ જેવું નાકરે;
ગાલ ગુલાબી અધરે, પ્રવાલી શરમાવોરે—લાવો.
કટીએ પડતા કેશ, દંત મોતીની હારરે;
શરીર સુવાસે બેહેકે, સેહેકે બતલાવોરે—લાવો.
રાજહંશ જેવી ગરદન, ઉરનારંગીરે;
કેશરી કટીવાળી કામની, દામની ઝળકાવોરે—લાવો.
મધુર કંઠ કોયલડી જેને, નખરે ઉપજે પ્રેમરે;
ગજ ગામની ગોરી દાબી, અંતર હસાવોરે—લાવો.
રૂપસુંદરી ચતરસુજાણ, અનુપમ તું એકરે;
સમાગમ તારો ફુલની, વૃષ્ટી વરસાવોરે—લાવો.

**રૂપસુંદરી જેરાજને માટે પોતાનો પ્યાર દરસાવેછે.**

ઓખાહરણની રાહ.

પ્યારા પ્યારા છું આજથી તારી, તને જોઇને આંખો ઠરી મારી;
તારા પ્રેમની લેહ મુને લાગી, વૃત્તી ઉમંગની અંગ જાગી;
તું તો હાર હૈયાનો મારે, તોલે નહી બીજો જગમાં તારે;
તારા તેજ પ્રતાપછે બારી, કર્મ રેખ ખુલી હવે મારી.

આનંદ હેલી પધારવે તારે, નોકું જુગતું કર્યું ફીરતારે:
સાચા સ્નેહે રહીશ તુજ સંગે, રમીશું જમીશું આપણ રંગે,
મમ તાત ઉતાવલા જાણું, તેની પાસે હું તમને વખાણું;
લખી પત્ર સમાચાર દઈએ, સુખ હાસ્ય વિલાસનું લઈએ;
તારી થઈ ખુશી આજથી પ્યારા, મનમોહન પીયુ સુખ મારા;
હેત હાથ વચન દઈ આજે, લાજ રાખશે જગનો રાજે.

### જેરાજ પોતાનો પ્યાર દરશાવેછે.

ઓખાહરની રાહ.

સુણી અમૃતવાણી તારી, જાણી તને સુખકારી;
અંગોઅંગ ઉમંગ રંગ વ્યાપ્યો, પ્યારી તેંતો સાચો પ્રેમ આપ્યો.
મારા રાજને તાજ શોભાવ્યાં, તેંતો અવયવોરે રીઝાવ્યા;
પ્રાણ પ્યારી ચીંતા તારા ચીતમાં, નવ રાખતી શંકા પ્રીતમાં;
કરીશ જાણ પીતાને તારા, સરસે કાર્ય પ્રીયા મન ધાર્યાં;
આવો મેહેલમાં ચપલા જઈએ, ગાંધર્વ લગ્ન વેગે કરી લઈએ.
ભવ તુજ સંગે સુખમાં જાશે, પુરી પડશે મનડાંની આશે.

### સ્વયંવર મંડપમાં કળાવંતીઓ ગાયછે.

( મામુર હું શોખીસે સરા રસ ભરી હું. ) એ રાહ.

ધન ધન તમારા લગ્ન આજ માહારાજ મન હશે;
આનંદ આ સમયનો વરસો, યાદ સઉ કરશે—ટેક.
રૂપસુંદરી તમારી પ્રિયા, માહાદેવી હમારી;
સુશોભિત આજનો દેખાવ, સભાની બલીહારી—ધન.
આનંદ અને લહેરમાં સદા, અમર રેહેજો આપ;
દયાની નજર રાખી તમે, હરજો પ્રજાના તાપ—ધન.
પ્રિયા સંગે સુખ ભોગવી, રેહેજો અંતરે મગન;
દુર થજો આપ ઉપરથી, વિવિધરે વિધન—ધન.
જુગ જુગ જીવો દંપતી, અતી રમજો રસ રંગ;
પ્રભુ તમને આપજો બહુ અંગમાં ઉમંગ—ધન.

ઇચ્છીએ અમો ખરા દીલથી, રાજવંશીને કલ્યાણ;
પરમેશ્વર પુત્ર દેજો તમને, ચતુરસુજાણ—ધન.

**જેરાજ અને રૂપસુંદરીના લગનની ક્રિયા થઇ રહ્યા પછી કળાવંતીઓ નવા પ્યાર વીશે બીજું ગાયન ગાયછે.**

( ગઈ એક બ એકનો હવાપલટ. ) એ રાહ.

ભૂપતી તારા રૂદયમાં આજથી પ્રેમની સ્થાપના થઇ;
આજથી પ્રેમની સ્થાપના થઈ, આજ પ્રેમની સ્થાપના થઇ—ટેક.
એક બીજાથી હતા અજાણ્યા, વનમાં તુરત જાણીતા બન્યા;
પ્રભુની ઇચ્છાએ પ્યારની, તન મનમાં લ્હે લાગી ગઇ—ભૂપતી.
પ્રીતમ જેવા રૂપવાન ગુણી, દીલજાન પણ તેથી ખુબ સુણી;
રંગ જામ્યો જેવા જોઇએ, તેમાં તારીફતો બેહદ થઇ—ભૂપતી.
આવા પ્રેમીજન સુખ લઇ, કાંઇ વાતની ખામી ન રહી;
સમજીએ અમે મનમાં, પરમેશ્વરની કૃપા પુરી થઇ—ભૂપતી.
મુલકમાં રેહેજો આબાદી, ભોગવજો સુખે રાજગાદી;
કહે કળાવંતણી તારી કળા નક્કી આજથી ચઢથી થઇ—ભૂપતી.

**નવા કપટછળને કળાવંતીઓ મુબારકબાદી આપેછે.**

( તુજે હયે શોક મીલનેકા. ) એ રાહ.

ભલે બેઠા ગાદી ઉપર, તમે માહારાજા કપટછળ;
રૈયત રેહેશે તાબે તને, સૂખ ભોગવશે સકળ—ટેક.
માન આપેછે તમને દરબાર, વધારજો રાજ બેસુમાર;
દુશ્મન તારો ગયો નાસી, પામીને તે સજા ખાસી—ભલે.
હજો તારૂં કુશલ કલ્યાણ, થજો તમે સૌના મેહરેબાન;
ઇનસાફ સૌને સરખો આપી, જોર જુલમના મૂળ કાપી—ભલે.
અખંડ રહો તમે ગાદી ઉપર, જોઇંદ્રપુરનું ચઢતું રે નુર;
જગમાં કીર્તી પસરે તારી, વ્યથા જાઓ સૌ નઠારી—ભલે.
ઇચ્છીએ અમે કલાવંતણી, તમને સુખને સ્હેલ ઘણી;
તારીફ તારી ગાતાં રહીએ સુભ કામની પેહેલ સદા કરીએ—ભલે.

## વનમાં જેશજ વિલાપ કરેછે.

(રીશાતા હયે હમે કાંકાં, એ કીસ્મતકા બદલ જાના.) એ રાહ.

મુસીબત આજ સખત આવી, નસીબમાં લખી હશે ત્યારે;
અટલ રણમાં હું રખડુંછું, અરે લઈ સાથ પ્રીય નારે—ટેક.
સુખો સાથી ગયા નાસી, ઉદાસીની રહી ફાંસી;
વિલાસી આ નીરાશી થઈ, આજ ઉદાસી લાચારે—મુસીબત.
નથી ગાડી ફુલવાડી, વીકટ ઝાડી દીસે પહાડી;
બળે છાતી દુઃખો દેખી, અબળા જાતી બીહે જયારે—મુસીબત.
ચરણ ચાલી ગયા થાકી, સરીર સુકયું ગયું પાકી;
અરે ઈશ્વર પીડા નાંખી, કસર રાખી ન લગારે—મુસીબત.
નાજુક મારી પરમ પ્યારી, શકે ના એ ધીરજ ધારી;
કૃપા લાવી ઉગારી લે, ચરણ આવ્યા હમે તારે—મુસીબત.

## રૂપસુંદરી પોતાના પુત્ર વનરાજને વનમાં મુકીજતી વખતે વીલાપ કરેછે.

(કુંવરી કુંવર મારા લાડકા.) એ રાહ.

લાડકવાયા બાળકા, દર્શી તુજને વનવાસ;
તેથી દુઃખ દરીએ બુડી, હતી કંઈ કંઈ આશ—લાડકવાયા.
ભુંડો કાળ જો ન આવ્યો હતે, તો લડાવતે લાડ;
કુંવર આ સ્થીતી તાહેરી, જોઇને ફાટેછે પાહાડ—લાડકવાયા.
પાપ પ્રગટયા કોણ જનમના, દૈવે વાળીઓ દાટ;
પુત્ર તને વન મુકતા, ફાટે ઉર ચચડાટ—લાડકવાયા.
નીરદોષ પુત્ર તું માહરા, તુજપર વાહાલ અતીશ;
નીરમળ આંખો બીજળી, રડે પાડી તું ચીશ—લાડકવાયા.
પુત્ર રૂડો તું રાજવી, કોમળ તારૂં છે અંગ;
તે હવે કેમ કરી વેઠશે, વનના દુઃખ જે અભંગ—લાડકવાયા.
કાળની ગતીછે એહેવી, ચાલે નહી રે ઉપાય;
આરે તરફથી દુખી થઇ, પાપી પ્રાણ ન જાય—લાડકવાયા.

નાચારે પડુંછે મુકવો, નથી આલતો જીવ;
તોપણ જાવુંછું પરહરી, કોપ્યા મુજપર શીવ—લાડકવાયા.
અભાગણી હું છું કામની, પાપણી કેહેશે લોક;
પ્રભુજીને આશરે અર્ભકા, હાય નથી સમતો શોક—લાડકવાયા.

**જીવરાજની દરબારમાં કળાવંતીઓએ ગાયેલું ગાયન.**

( મારૂજી ચાંદની રાત. ) એ રાહ.

રાજા પ્રભુ થાય સહાય, ગુણીચલ તું શાંત થાનીરે—રાજા.
હમો તારી કળાવંતણી, નમન કરીએરે,
દુઃખ તારૂં દુર રે પલાય—રાજા.
સુખ પછી દુઃખ આવે, દુઃખ પછી સુખરે,
એજ રીતે ચક્ર બદલાય—રાજા.
પ્રાણી વલી જન્મે ત્યારે, લાવે નહીં કાંઈરે,
મરે ત્યારે ખાલી હાથે જાય—રાજા.
સુખ દુઃખના દાહાડા જાતાં વીલમ ન લાગશેરે,
ફરી સીરપર તાજરે સોહાય—રાજા.
માટે તું ધીરજ ધરી, માનજે આનંદરે,
રીઝસે તુજપર વિશ્વવ કેરો રાય—રાજા.

**છોકરાઓ ગાયન ગાતાં અને રમત કરતાં આવેછે જેમાં વનરાજ પણ આવેછે.**

( બાર વર્ષનો અંતર સમજવો. )

રાહ અંગ્રેજી.

(કોમળ કુશળ કુળવંતી ચાહું એક નારી.) એ રાહ.

આવો આવો ગોઠીયાવો સુંદર પડી સાંજ,
લાવો, લાવો, રમત રમાયે, આપણ અહીંઆ આજ,
જે કોઈ જીતશે તેને ઈનામ આપશું ખાસ—આવો.

હા—હા—હા——ના—ના—ના;
જા—જા—મારો દાવ હું પેહેલા લઇશ,
નહીંતો તમે જીતી જશો એમ હું કહીશ—આવો.
આવ-આવ-પાટો બાંધું તારી આંખે હું,
જે કોઈ તને મારે તેને પારખી કાહાડજે તું,
નહીંતો તને મારશું હમે આ લાડુદાસ—આવો.
ઓ—ઓ—ઓ——વાહ—વાહ—વાહ,
હુંતો એ દાવ લેવા કબુલ નહીં થઇશ,
નહીંતો તમે બીજી રમત રમો હું જોઇશ—આવો.
જાઓ—જાઓ—સાગે જઇને તમે ઉભા રહો,
દડો નાંખુ તે તમો જીતી જલદી લ્યો,
નહીંતો હું રીસાઈ જઇશ એમ રાખજો આશ—આવો.
બાઇ—બાઇ—બાઇ—કાંઈ—કાંઇ—કાંઈ,
તુંતો બાઈ જબરોછે તે જીતવા નહીં દઇશ,
માટે હું તારી સંગ નહી રહીશ રહીશ—આવો.

જેરાજનું લશકર ગાયન ગાતું આવેછે.

(વીદાય થાઓ વીરાજન રાજ્ય સી માડે.) એ રાહ.

શુરથી ઓ શુરાજનો, બતાવો મરદાઈ;
શુરવીર, આપણ સઘળા, કરો હરીફાઇ—શુરથી.
હાથમાં ધરો તરવાર, પ્રભુ થશે મદદગાર;
સંપે કરી મારો માર, ફતેહ મન ચાહી—શુરથી.
થાવો સઘલા તૈયાર, કાઢી હથીઆરો બાહાર;
કરો લડાઈનો પોકાર, પ્રેમે હરખાઇ—શુરથી.
લઇને પ્રભુજીનું નામ, જઇએ શત્રુને મુકામ;
હણીએ કપટછળ હરામ, થાએ સરસાઈ—શુરથી.

———o———

કપટછળનું લશ્કર ગાયન ગાતું આવેછે.

( શોભે શું શું શોભીત સુંદર સાજ. ) એ રાહ.

બાહાદુર લડવૈયાઓ ચાલો લડવા કાજ:
લડીને બતાવો શુરવીરપણું આજ—બાહાદુર.
કેવો ચમકેછે તરવારનો ચમકાટ;
રાજ રીપૂને હાથ જવા દેશો ન આજ—બાહાદુર.
હોંસને ઉમંગ ભર્યા શત્રુઓના સાજ,
મારી ધુળ મેળવો રાખે પ્રભુ લાજ—બાહાદુર.

કપટછળ નાસી જાયછે અને જેરાજની જીત થયાથી
લશકર ખુશાળીમાં ગાયન ગાયછે.

( સમજ મન સમજીને લાગ સુધરવા. ) એ રાહ.

પ્રભૂ તુજ પ્રતાપે જીત આજ થઈ;
જેરાજ ભૂપ-જેરાજ ભૂપની કીર્ત્તી ફેલાઈ—પ્રભૂ.
રીપૂઓ નાસી ગયા ગભરાઇ, ખાધા માર ધરાઈ;
ગયું રાજ આપણું આવ્યું છે સહી, પ્રાક્રમ સક્તિ જણાઈ-પ્રભૂ.
ચાલો હવે સૌ મેહેલ ભણી તંહી, લઇએ શાબાશી કહી;
શૂરવીરપણું રાખી ચડાઈ, કરીને પામ્યા વડાઈ-પ્રભૂ.
જીત નીશાનો ચડાવીએ ગાઇ, જાણે મારી બડાઇ;
ઇનામ લઇને મોજ કરીશું, લઈને મેવા મીઠાઇ-પ્રભૂ.

જેરાજને ગાદીએ બેસાડવાની ક્રીયા કરાવતી
વખતે સ્ત્રીઓ ગાયછે.

( મારી આસી તું શીદ અકળાયરે તુંને ખમારે ખમા. ) એ રાહ.

જે રાજ તારી વાટડી, હમે જોતાં ઉભા રાય,
હમારી કોમળ છાતડી, ઉમંગથી છલકાય-ટેક.
ભૂડા દીવસો વિતીયાંરે, વીઘ્ન થયું સૌ દુર;
શત્રુઓ તારાં નાશ પામ્યાં, જોઇને પોતે નુરરે-ઉમંગથી.

ભલે ભલે ફરી આવ્યાં તમો, રાજ્યાસન ઉપર;
સુખ શાંતી થાશે હવે, દેશની અંદરરે-ઉમંગથી.
માહાદેવી તને જોઇનેરે, રૈયત ખુશી થાય;
જય જય કાર થાવો તારો, પ્રભુએ કરી સહાયરે—ઉમંગથી.

### જેરાજની દરબારમાં વીદુષક ગાયછે.

રાહ અંગ્રેજી.

અરે મારી, ઓ વાહાલી-પ્યારી-મારી બાયડી- અરેઓ-અરે ઓ.
અરે ઓરે મારા બાપ-મને આપ્યો કેશરી પાક;
પ્રીયા કરતું હવે માફ-નીકલી ગઈ મારી ઠાઠડી-અરે મારી.
તારૂં નાક કેવું નફર-પર્વતનું જાણે શીખર;
મજબુત વળી ડિલે જબ્બર-તોડી પાડી મારતી લાકડી-અરે મારી.
ડોંગી એવી ઠીમરૂં ધચ-ગાલો એના પીકા ફચ;
સનગાર જ્યારે કરતી સજ-લાગતી મને બહુ ફાંકડી-અરે મારી.
પેંડા ન જમાડીશ તું-જોતો જ્યારે હું તારી જુ;
ગંધાતી અરે થુ થુ થુ-અટકચાલી જાણે માકડી-અરે મારી.
ખુબી મારી બાયડીની-કહી મેં સર્વે અહીં;
નમુંછુ હવે હું કરગરી-ઓહો માહાદેવી-અરે મારી.

### વનમાં લુટારૂઓ ગાયન ગાયછે જેમાં દુ:ખપ્રસાદ તથા વનરાજ પણ માલમ પડેછે.

(કાળી ઘટા જોઈ કોયલ બન છાઈ) એ રાહ.

આ વનમાં આવ્યા જ્યારે, હીમ્મત રાખવી આપણે ત્યારે;
લુટ ફાટછે આપણું કામ, ઉપાડવું જે હોય હરામ,—ટેક.
અરે સટાસટ તરવાર કાડી, અરે ફટાફટ બાણો મારી,
લેવો કોઈનો જાન, કરવું શમશાન થાય જેમ બેભાન,
પરાક્રમ કરીને ભારે—આ વનમાં આવ્યા જ્યારે.

ઝડપટ લઈ ડોકવી બેડી, જે હોય તેને કરવો કેદી,
પેહેલી મારવી લાત, પછી કરવી વાત, એટલે થાય નીરાંત,
ભરાઈ બેસવું પહાડે—આ વનમાં આવ્યા જયારે.
ચાલો હવે સંતાઇ જઈએ, આ ઝાડી નીચે ભરાઈએ,
આવશે કોઈ શીકાર, હોય તે જરદાર, કરવો તેને ઠાર,
મારી આ તરવાર—આ વનમાં આવ્યા જયારે.

## તારામતી પોતાની પુત્રી પાર્વતી માટે વિલાપ કરેછે.

### લલીત છંદ.

અરર હાયરે, પ્યારી કુંવરી, અરર ક્યાં ગઇ આજ શી હરી;
તન મન ધન પ્રેમ આણીને, જતન કીધું મેં મારી જાણીને.
ઘડી ઘડી તને લંકમાં લઇ, રીઝવતી મીઠા વેણરે કહી;
નવ નવા નિતે વસ્ત્ર ભૂષણો, પેહરાવતી તને લાવ લઈ ઘણો.
અરર એ બધું, ધુળ થઇ ગયું, તુજ વિના હવે શી રીતે રહું;
નજર આગળે, જાણું તું ફરે, ભ્રમિત ચીતડું ભ્રમ એમરે.
નથી નથી અરે, ન્યાલની તને, દીકરી લાડકી છે નહી કને;
ખબર આવી જો, હોત મુજને, ધીરતના કદી તો હું તુજને.
હૃદય સખ્ત આ છે ઘણું અરે, દુઃખ લખી નથી ફાટતું અરે;
કેમ કરૂં કહાં, જાવું ઓ હરી, અરર હાયરે હાય દીકરી.

## જેરાજ પોતાની પ્રીયાને તરવાર મારવા જાયછે એટલામાં વીદુષક અટકાવેછે અને ગાયછે.

અરે જરા થોભો જરા થોભો કોણ પર ઉઠાવો તરવાર—ટેક.
નીર અપરાધી હોયજો એવો, કરો તમે વિચાર;
નહી તો જુવો આપણે કેમ થશે નીવાર—અરે.
આતો સુતા માહાદેવી, ને બીજો નીચ ગુલામ;
એમાં કાંઈ પણ ગફલત થઇછે, પુછો એનો સાર—અરે.

નીંદ્રાંને આધીન થઇને, પડેલાંછે બેઉ;
• હેવી હાલતમાં મારવું, એ ધર્મનો ધીક્કાર–અરે.
જાગૃત એમને કરૂંછું, થોભો થોડી વાર;
અપરાધી જો ઠરે એવો, મારજો બેઉને ઠાર–અરે.

મુખ્ય પાત્રો સહીત ખુશાલીનું છેલ્લું ગાયન ગાયછે.

(કૈસે જાઉં પનીયા રોકયો પન ઘટવા) એ રાહ.
ઉલટયો આનંદનીધી રીઝયા મન સજનના–ટેક.
આર્ય બાહાદુરી, ભલાઇ ભરપુરી;
દર્શાવી રંગ દીપાવ્યા વદનના–ઉલટયો.
એવા ગુણ જોઇ, શીખો સૌ કોઇ;
તેથી મળશે તારા જે ગયેલા સુગનના–ઉલટયો.
સાર્થક ધનનું, રીઝવવું મનનું;
ખેલ આવાં જોઇ કોડ પુરવા દ્રગનના–ઉલટયો.
વનરાજ જેવા સરજાવ દેવા;
જેહ અપાવે સુખ, ઇંદ્રાસનના–ઉલટયો.

——0:0——

# શુદ્ધી પત્ર.

—0:0:0—

| પાનું. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૯ | ૧૯ | સાચું. | સાચે. |
| ૨૭ | ૨૨ | છો. | ગેર. |
| ૨૭ | ૨૬ | ફરી. | થીક. |
| ૩૨ | ૧૪ | નત્ય. | નૃત્ય. |
| ૪૫ | ૧ | પ્યાગ. | પ્યારી. |
| ૪૭ | ૫ | સ્વીમી. | સ્વામી. |
| ૪૯ | ૨ | દૃદય. | હૃદય. |
| ૫૪ | ૨૨ | માવન, | માનવ. |
| ૧૨૬ | ૯ | નાણો છેરે. | જાણો છોરે. |
| ૧૩૯ | ૫ | સદવાદી. | સતવાદી. |
| ૧૫૧ | ૧૮ | આંકે. | આકે. |
| ૧૭૭ | ૧૩ | આંપરખું. | અંગરખું. |

—0:0—